# જાહેર ખબર.

નીચે લખેલી ચોપડીઓ છપાઈને બહાર પડીછે.

ભૂતળવિદ્યા આવૃતિ ૨ જી. બાલશંકર કૃત સરકારી નિશાળોમાં ચલાવવાને મંજુર થઈ છે કીમત રૂ૦-૭-૦

હિંદુસ્તાનની ભૂગોળ આવૃતિ ૨ જી. હરગોવિંદ કૃત. ગુજરાતી ચોથા ધોરણ સારૂં કીમત રૂ૦-૫-૦

મુંબાઈ ઈલાકાની ભૂગોળ આવૃતિ ૨ જી. વિઠલ કૃત. ગુજરાતી ત્રીજા ધોરણ સારૂ કીમત રૂ૦-૩-૦

છઠી ચોપડીની સમજુતી વિઠલ કૃત. કવિતાના અન્વય, શબ્દ વ્યુત્પત્તિ, અજાણ્યા જગાને પુરવો તથા અઘરા શબ્દનું વ્યાકરણ ને અઘરા વાક્યોની સમજુતિ સાથે કીમત રૂ૦-૪-૦

હિંદુસ્તાનનો ઈતિહાસ. મોરીશ તથા એલફીનસ્ટન સાહેબના અંગ્રેજી ગ્રંથોમાંથી સાર લેઈને વિઠલ કૃત રૂ૦-૩-૦ આગટી સેકડા કીમતથી લેનારને બે આને આપીશું.

કવિતા સંગ્રહના અર્થ ને અન્વય વિઠલ કૃત આવૃતિ ૩ જી. કીમત ઘણી પડવાથી ઘટાડીને બાર આના રાખી છે.

ગુજરાતનો ઈતિહાસ પ્રશ્નોતરે વાઘેલા [illegible] સુધી. પાછલી આવૃતિમાં સુધારો તથા વધારો કરીને ગુજરાતી ચોથા ધોરણ સાર આવૃતિ ૫ મી. વિઠલ કૃત કીમત ૦-૨-૦

નવું વ્યાકરણ હરગોવન ને બાલશંકર કૃત. કીમત ૧-૪-૦

નવું અંકગણિત. બાલશંકર ને હરગોવન કૃત આવૃતિ ૨ જી. કીમત ૧-૮-૦.

પાણીપત આવૃતિ ૨ જી કીમત ૦-૪-૦

ઉપલી ચોપડીઓ જેને જોઈએ તેણે અમારી પાસેથી મગાવી લેવી. સેકડા કીમતે જથાબંધ લેનારને સસ્તી આપવામાં આવશે. તે બાબત અમને પોસ્ટપેડ કાગળ લખી પુછવું.

વિઠલદાસ ધનજીભાઈ,
ડાહ્યાભાઈની વાડી.

# गुजरात शाळापत्र,

પુસ્તક ૧૨ મું. અમદાવાદ, માર્ચ સન ૧૮૭૨. અંક ૩ જો.


## પ્રિન્સ આવ્ વેલ્સના સાજા થવા વિષે ઈશ્વરસ્તવન.

અમદાવાદની પ્રાર્થનામંડળી નિત્યના નિયમ પ્રમાણે આ માસની ૩જી તારીખે ટ્રેનિંગ કૉલેજમાં મળી હતી તે વખતે એમ ધારવામાં આવ્યું કે, અમારે જો મોહોટી તરફની જાહેર પ્રાર્થના તો આપણા યુવરાજની આરોગ્યતા પાછી આવવાથી નિમિત્ત દિવસે થઇ છે, તોપણ આપણે જેમ એના મંદવાડની વખતે ઇશ્વર પ્રાર્થના કીધી હતી તેમ ખાનગી રીતે એ ઉપકારને સારૂ આ ઠાણે આપણી પ્રાર્થનાની ભેગાં ઇશ્વર સ્તવન પણ કરવું જોઇએ. તે ઉપરથી નિત્યની પ્રાર્થના થઇ રહ્યા પછી રાવબહાદુર ભોળાનાથ સારાભાઇ એ વિષે જે કવિતા કરી લાવ્યા હતા તે તેમના લઘુ પુત્ર નરસિંહરાવ તથા કૃષ્ણરાવે ઘણી સારી રીતે બધી સભાને વાંચી સંભળાવી હતી. એ હર્ષને વખતમાં એ બે નાના વાંચનારની સુંદર વાણી અને સુંદર સ્વરૂપથી જોવાના હર્ષમાં ઘણોજ વધારો થયો હતો. એ કવિતા નીચે પ્રમાણે હતી.

### છંદ ભુજંગી.

કૃપાસાગરા સર્વ આનંદદાતા, તમે પ્રાણિના છો પ્રભૂ સત્ય ત્રાતા;
સ્તુતી ગુણગાથા નિરંતર તમારી, નથી આવતી કાંઇ શક્તી અમારી.
કૃપાનાથ કીધા બહૂ ઉપકારો, દુઃખ વારિધિએ વાળિયે પાડ તારો;
સદા રાખજો ક્ષેમ આરોગ્ય આપો, અમારો મહા સંકટો દુઃખ કાપો.
જગત્ તંત્ર છે સર્વ આધીન તારે, ભરૂસો ખરો તાહરો છે અમારે;
તમારી દયાથી રૂડાં સર્વ થાય, મહા દુઃખને સંકટો સર્વ જાય.
તમે માતને તાત છો રે અમારા, અમે બાળકો છઇએ આશ્રિત તમારાં;
કરીએ અમે નિત્ય આનંદ તોએ, કૃપાનાથ કરજો અમારો ન જોશો.

સદા ઉપકારો કિધાને કરોછો, અમારી સ્થિતી સર્વ લક્ષે ધરોછો;
વિના તું નથી કોઇ બીજો સમર્થ, તમારી દયાથી થયા પૂર્ણ અર્થ. ૫
પરાભક્તિથી પ્રાર્થનાઓ ઉચ્ચારી, દયા ધારિને ચિત્તમા તેં વિચારી;
તમારૂં કિધૂં તે ન કોઇથી થાય, કૃપાળી કિધી છે પ્રભૂ તેં સહાય. ૬
પ્રભૂ ધન્યરે ધન્યરે ધન્ય ધન્ય, દયાથી બતાવ્યો તમે આ સુદીન;
નમસ્કાર સ્વીકારશોરે અમારા, સ્મરીએ સદા ઉપકારો તમારા. ૭
મહારાણિ વિક્ટોરિયાનો કુમાર, પડ્યો તે હતો રોગશય્યા જે વાર;
નહી ઉગર્યાની હિતી એક આશ, થયો તો જનોને ઘણો ચિત્ત ત્રાસ. ૮
પ્રજાધર્મ જાણી કિધી પ્રાર્થનાઓ, તમારી અમે માગિ લીધી કૃપાઓ;
મહા વૈદ્યના વૈદ્ય છો વિશ્વરાય, કૃપાદૃષ્ટિથી તેં બતાવ્યા ઉપાય. ૯
વિનંતી અમારી તમે માનિ લીધી, પ્રિય પ્રિન્સને તેં સુખાકારિ દીધી;
અરે નાથ તેં હાથ આશીષ આપી, મહારાણિના ચિત્તમાં હર્ષ વ્યાપ્યો. ૧૦
અમે આ સમે વંદિયે વાર વાર, તમારા સદા માનિયે ઉપકાર;
સદા સર્વદા ઇશ આશીષ દેજો, મહારાણિનૂં રાજ્ય નિત્યે રહેજો. ૧૧

## લલિત છંદ.

જગતનાથરે આજ આ સમે, શિશ નમાવિને વંદિયે અમે,
વિનતિ શાંતતેં સાંભળી લિધી, કરૂણસાગરા તેં કૃપા કિધી. ૧
અનુગ્રહો કિધા ને કરો સદા, સકળ ટાળિ તે દુઃખ આપદા;
નવ ધરી સ્તુતી રે યથાવિધી, કરૂણ સાગરા તેં કૃપા કિધી. ૨
અણચિંત્યા તમે કાર્ય તો કરો, વિઘન સંકટો સર્વનાં હરો;
સમજ શક્તિ કે વારિરે બધી, કરૂણસાગરા તેં કૃપા કિધી. ૩
[1]મુંગાનો વદે શુદ્ધ વાણિયો, ગિરિઉલંઘશે પંગુ[2] પ્રાણિયો;
તુજ કૃપા થકી રે દયાનિધી, કરૂણસાગરા તેં કૃપા કિધી. ૪
વિકટ વાદળાં વીખરી ગયા, ઉદય કીરણો હર્ષનાં થયા;
કુશળ ક્ષેમતા તેં પ્રભુ દિધી, કરૂણસાગરા તેં કૃપા કિધી. ૫
પ્રણત પ્રાણિયો પ્રેમથી અતી, અનુગ્રહો સ્મરે છે યથા મતી;
સકળ સિદ્ધિના જો મહોદધી, કરૂણસાગરા તેં કૃપા કિધી. ૬

---

૧. મુંગા. ૨. પાંગળા.

મહતિ રાણિ શ્રીવીક્ટોરિયા, નિજ પ્રજા પ્રતે તે ધરે માયા;
સતત વાધજો એનિ સમૃધી, કરૂણસાગરા તે કૃપા કિધી. ૭.
વડિલ પ્રિન્સનું કષ્ટ તેં હર્યું, મન મુદીત તેં માતનું કર્યું;
સફળ તેં પ્રભૂ આપિ ઔષધી, કરૂણસાગરા તેં કૃપા કિધી. ૮
વિજય એહનો સર્વદા હજો, અમર રાણિનું રાજ્ય રૈહજો;
સકળ ભોગવે પુષ્ટ સંપતી, સુખિ સદા રહો એનિ સંતતી. ૯.
સુજન મંડલી વંદના કરે, વિનયતાથકી વાણિ ઊચ્ચરે;
સકળ દેશમાં શાંતિદો સદા; ખર્યું જિવો મહારાણિ પુણ્યદા; ૧૦

એ કવિતા વંચાઈ રહ્યા પછી ગવૈયાએ હમેશ પ્રમાણે સાજ સાથે ગાવાં માંડ્યું. સામાન્ય વિષયનાં પદ થઈ રહ્યા પછી તેણે પ્રિન્સ આવ્ વેલ્સના સાજા થવા બાબતની ચીજ કાફી રાગમાં નોચે પ્રમાણે ગાઇ સંભળાવી. એ ચીજ પણ રાવબહાદુર ભોળાનાથની બનાવેલી હતી. એ વિદ્વાન ગૃહસ્થે એ શિવાય પણ સારી સંગીત કવિતા કરી છે, અને તેજ એ પ્રાર્થના મંડળીમાં હમેશાં ગવાય છે.

જગતના નાથરે, તારો માનિયે અતિ ઊપકાર. ટેક.
મનવાંછિત ફલ પ્રભુ તેં આપ્યાં, કિધાં સર્વ સંકટ તેં પરિહાર ॥૧॥
જગતના નાથરે, તારો માનિયે અતિ ઊપકાર ॥૦॥
જગદીશ્વર સુખ સંપતિ દાતા, પ્રભુ તારિ કરૂણા અપરંપાર ॥૨॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઊપકાર ॥૦॥
શક્તિ નથી સ્તુતિ કરવા અમારી, અમે તને વંદિયે વારંવાર ॥૩॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઊપકાર ॥૦॥
આ ઘડિ અતિ રળીયામણિ લાગે, મળિ ભક્ત મંડળિ કરે ઉચ્ચાર ॥૪॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઊપકાર ॥૦॥
સાંભળી કરી પ્રાર્થના અમારી, કૃપા કરિ કીધી તમે તે સ્વિકાર ॥૫॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઊપકાર ॥૦॥
મહારાણી શ્રી વિક્ટોરિયાનો, પ્રિય પુત્ર એડવર્ડ વડો કુમાર ॥૬॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઊપકાર ॥૦॥
ધરામાં જ્વરથી વ્યાધિત હતો તે, બતાવ્યા તેં આરોગ્યતા ઉપચાર ॥૭॥
જગતના નાથરે, તારો માનિયે અતિ ઊપકાર ॥૦॥

દીર્ધાયુષ્ય તમે તેને, દીધું દયા દિલ લાવિ પ્રભુ કીરતાર ॥૮॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઊપકાર ॥ટે॥
અમને અતિશય આનંદ વાધ્યો, થયો સર્વ વિશ્વમાં જયજયકાર ॥૯॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઊપકાર ॥ટે॥
અનુગ્રહ સમરણ પૂર્વક, તમને અમે સર્વ કરીયે સદા નમસ્કાર ॥૧૦॥
જગતના નાથરે, તારો માનિયે અતિ ઊપકાર ॥ટે॥
ઘણું જીવો પુણ્યાત્મા રાણી, સુખી રહો સર્વ તેનો પરિવાર ॥૧૧॥
જગતના નાથરે, તારો માનિયે અતિ ઊપકાર ॥ટે॥

---

## શિક્ષણશાસ્ત્રની જરૂર.

બધાં કામ કરવામાં થોડીઘણી શાસ્ત્ર અને કળા એ બંનેની જરૂર છે, પણ કામ સારૂં અને સહેલથી કરવાની રીતિઓનું જે અનુભવજ્ઞાન તેને કળા કહે છે. માણસ જ્યારે કોઇ પણ કામ કરવા માંડે છે ત્યારે તેને ધીમે ધીમે તે કરવાના સહેલી અને સારી યુક્તિઓ માલમ પડતી જાય છે; વધારે અનુભવથી પહેલાં સૂઝેલી યુક્તિઓમાં કંઇ કંઇ ખામી છે તે જણાતી જાય છે; અને આખરે ઘણો ફેરફાર થઇને તેના મનમાં તે કામ કરવાના નિયમો એવા મુકરર થઇ જાય છે કે તે પ્રમાણે તે પોતાનું કામ સંચાની માફક ઝપાટથી કર્યાં જાય છે. પેલા માણસે આટલી મહેનતથી સંપાદન કરેલા નિયમો બીજો માણસ શીખે છે, અને તે માણસ પાછો પોતાના અનુભવથી તેમાં સુધારો કરતો જાય છે. એ મુજબ ઘણા બુદ્ધિમાન માણસોથી સુધારો વધારો પામીને નિયમો સિદ્ધ થઇ રહે છે તે કળાને નામે ઓળખાય છે, અને તે નિયમો જાણવા તથા અનુભવથી તેને વાપરી જાણવા એ તે ધંધામાં પ્રથમ અવશ્યનું કામ થઇ પડે છે. સુથાર, લુવાર, સોની, કડિઆ વગેરે લોકોને પોતાનો ધંધો કરવા માંડ્યા અગાઉ તે કળાના જાણનારાની પાસે રહીને તે કળા શીખવી પડે છે.

પણ કળાનું સંપૂર્ણજ્ઞાન શાસ્ત્ર જાણ્યા વિના પ્રાપ્ત થતું નથી. શાસ્ત્ર એટલે કળાના નિયમોના કારણ જાણવાં અથવા તે નિયમો જે કારણ ઉપરથી બંધાયાં છે તે સમજવું. હવે એ તો ખુલ્લું જ છે કે જ્યાં સુધી તે એ

નિયમોના કારણ ન જાણ્યાં ત્યાં સુધી તે બરોબર સમજવાના નહિ, ભૂલી ગયા તો યાદ કરવા મુશ્કેલ, કદી પણ તે બરાબર રીતેતો વાપરતા નહિજ આવડે, અને એ નિયમોમાં કાંઇ ભૂલ હોય તો તે સુધારવી એ તો અશક્યજ. શાસ્ત્રવિના (કળા જાણનારો) માણસ આંધળા સરખો છે. તેને જેમ દોરી જાય તેમ દોરાય છે, પણ પોતાની તરફનું એકે પગલું ભરવાની તેનામાં શક્તિ નથી. તેનાં મનની સઘળી ચંચળતા નાશ પામે છે, અને વગર સમજ્યો તે બીજાની પગથીએ ચાલ્યો જાય છે. તેવામાં જો કોઇ કારણથી આડો ઉતરી ગયો તો તે કપાળે હાથ દઇને ત્યાંજ બેસે છે. તેને કાંઇ રસ્તો સૂઝતો નથી અને પોતાની ભૂલ સુધારવાનું તેનામાં હાથમાં એકે સાધન નથી કેમકે તે પોતે શું કરે છે તેજ સમજતો નથી, તો વચમાં આવેલી નવી હરકતનું કારણ શોધીને તે કયાંથી દૂર કરવાનો હતો, જેમકે બીજાનું જોઇને શીખેલો માણસ ઘડીયાળને કુંચી આપેતો ખરો અને તેમ કાંટાથી તે કેટલીએક વખત બરાબર ચાલતી એ જાય, પણ જો વચમાં કોઇ કારણથી તે અટકી પડી, તો એની પણ અકલ તેનીજ સાથે અટકી પડવાની. જો એ ઘડીયાળ શા કારણથી ફરે છે, એમાં કેવી કેવી યંત્ર રચના કીધી છે, વગેરે બાબત જાણતો હોય તોજ એ એ અટકવાનું કારણ સમજી શકે, અને એ કારણ સમજ્યા વિના તે હરકત દૂર થઇ શકવાની નહિ એતો ખુલ્લુંજ છે. તેમજ કોઇ વીજળીનો તાર જોઇ જોઇને ચલાવતાં શીખ્યો, માટે શું હવા વગેરેના હજારો કારણથી તેમાં જે વિઘ્ન આવી પડે છે તેનાં કારણ તે કદી પણ સમજવાનો? એજ પ્રકારે સઘળી કળાનું છે. શાસ્ત્ર જાણ્યા વિના માત્ર કળાનો અનુભવ અંધારામાં અથડાવા જેવો છે.

માટે આપણે પ્રથમ કહ્યું હતું તેમ સઘળા ધંધામાં કળા અને શાસ્ત્ર એ બંનેની જરૂર છે. સુથાર, કડિઆના કામના પણ શાસ્ત્ર છે, અને તે કળા ઘણા મહાવરાથીજ શીખાય છે, ત્યારે માણસના મન જેવી વસ્તુને કેળવવી એમાં કાંઇ કળા કે શાસ્ત્રની જરૂર નથી એમ ઘણા લોકો સમજે છે એ નવાઇ જેવું નથી? પણ એમજ છે. ઘણા લોકો એમ જ જાણે છે કે છોકરાં ભણાવવા એમાં તે શું? ફક્ત મહેતાજીએ થોડું ભણવું જોઇએ, અને પછી પોતાને આવડતું હોય તે છોકરાના મનમાં ભરવું એમાં તે શું ભારે કામ છે! તેઓના સ્વપ્નામાં પણ એવો વિચાર નથી

આવતો કે ભણાવવામાં તે કાંઇ શાસ્ત્ર કે કળા રહી હશે. તેઓનું એવું અજ્ઞાન છે કે તેઓ કબુલ કરશે કે ખેતર ખેડવામાં ઘણા અનુભવ અને જ્ઞાનની જરૂર છે. પણ પોતાના છોકરાના મનની ખેતી કરનારને એ કામનો અનુભવ કે જ્ઞાન છે કે નહિ તેની જરાપણ દરકાર રાખતા નથી. તેઓ પોતાના ઘરમાં વાસણ ઘસનાર નોકરને રાખતી વખત પણ પ્રથમ તપાસ કરશે કે તેણે તેકામ કોઇ ઠેકાણે કાર્યું છે કે નહિ; પણ મહેતાજીને શિક્ષણકળા અને શાસ્ત્ર આવડે છે કેનહિ એ પૂછવું તેને હસવા જેવું લાગે છે. લોકો તેમ ઘણા મહેતાજીઓ પણ એ બાબત એવીજ ભૂલ કરે છે. તેઓ પણ એમજ સમજે છે કે આપણામાં વિદ્યા છે તો છોકરાને ભણાવતા કેમ નહિ આવડે! નિશાળથી તરત ઉઠેલો છોકરો પોતાના મનમાં એમ સમજે છે કે હું પ્રથમના મહાવરા વગર કારકુન, દલાલ, સુથાર કે સોનીનું કામ તો નહિ કરી શકું, પણ જો મને એક નિશાળ સોંપે તો તેનું કામ હું ધમધોકારે ચલાવું. તેને એમ કહીએ કે શી રીતે ભણાવવું તે, તારે જાણવું જોઇએ એટલુંજ નહિ, પણ તે પ્રમાણે શીખવવાના કામનો કોઇ કાબેલ ગુરૂના હાથ હેઠે મહાવરો કરવો જોઇએ, તો તેને બહુજ નવાઇ જેવું લાગશે, અને બેશક હસીને આપણા સામું ટકટક તે જોયા કરશે. પણ એ મોટી ભૂલ છે. એમ જેઓ સમજે છે તેઓ પોતાનો ધંધો પોતાની મેળેજ હલકો કરતાં કરતાં પણ હલકો ગણે છે, કેમકે હજામના છોકરાથી પણ કેટલી રીતે હાથ ફેરવ્યા વિના પોતાનો ધંધો થઇ શકતો નથી. આપણે પાછળ મહેતાજીના મહત્વ વિષે કહ્યું હતું, પણ જ્યાં પોતેજ પોતાના કામનો આવો હલકો વિચાર રાખે, એ કામને અનુસરતા ગુણો મેળવવાની કાળજી રાખે નહિ, અને એ ગુણો વિના અવશ્યેજ પોતાનું કામ સારી રીતે કરી શકે નહિજ, ત્યાં પછી બીજા લોકો તેને હલકો ગણે એમાં શી નવાઇ!

માટે મહેતાજીનું કામ કેવું છે, જે વસ્તુને કેળવણી આપવી છે તે એટલે મન એ કેવી વસ્તુ છે, તે શી રીતે કેળવી શકાય છે, કેળવણી એટલે શું, કેળવણી આપનારમાં કેવા કેવા ગુણ જોઇએ, તે કવી રીતે વર્તે તો પોતાનું કામ સારી રીતે કરી શકે વગેરે બાબતનું સવિસ્તર વર્ણન હોવું અત્રે આપવાનો વિચાર કર્યો છે. ટુંકામાં કહીએ તો શિક્ષણકળા અને શિક્ષણ શાસ્ત્રના વિષયો હવેથી ઘણું કરીને દરેક અંકમાં આવશે, કેમકે અને સા-

ગણીએ છીએ કે એ બાબત લખવું એ આ ચોપાનીઆની મુખ્ય ધર્મ છે.

---

# केळवणी खातानी खबर.

પ્રાંત કાઠિયાવાડની નિશાળોમાં માહે ઑક્ટોબર સ. ૧૮૭૦થી માહે માર્ચ સ. ૧૮૭૧ સુધી જે ઇનામ આપ્યું તેનું પત્રક.

| નંબર. | ગામનુંનામ. | કોનાતરફથી અપાયું. | મેહેતાજીને ઇનામ. | છોકરાઓને ઇનામ. | લાયબ્રેરી ખાતે ઇનામ. |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧ | ધ્રાંગધ્રા | મા. ઠાકોરસાહેબ તરફથી | ૦ | રૂ૨૦) | ૦ |
| | | દવે અંબાશંકર તરફથી | ૦ | રૂ૭) | ૦ |
| | | રાજશ્રી પોપટ અંબારામ તરફથી | ૦ | રૂ૪) | ૦ |
| ૨ | હળવદ | રા. ફોજદાર તથા વહિવટદાર તથા શેઠીઆ તરફથી | ૦ | રૂ૧૧૦-॥ | ૦ |
| ૩ | સાવલા | મેહેરબાન ઠાકોરસાહેબ તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| | | મહાજન શેઠીઆં તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| | | શેઠ માણેકચંદ સુંદરજી તરફથી | ૦ | રૂ૧૩) | ૦ |
| | | રાજશ્રી જયરાજ વલ્લભદાસના તરફથી. | ૦ | રૂ૫) | ૦ |
| ૪ | લીંબડી | મે. કરશનદાસ મુળજી તરફથી | ૦ | રૂ૫॥૦॥ | ૦ |
| ૫ | ગાબડકા | રા. વહિવટદાર સાહેબ કેશવરામ ભવાનીદાસ તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| ૬ | ઉના | કમીટીના મેમ્બરો તરફથી | રૂ૨) | રૂ૫ | ૦ |
| ૭ | દેલવાડા. | શેઠ દામોદરદાસ આમીદાસના તરફથી | ૦ | રૂ૧ | ૦ |
| ૮ | સુદામડા. | આજમ મે. ચોટીલાના થાણદાર ભગવંતરાય બાલજી તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| ૯ | વણોદ. | મે. ઠાકોરસાહેબ તરફથી | ૦ | રૂ૩ | ૦ |
| ૧૦ | દેરાણ | મે. બાવાજી રામચંદ્ર તરફથી | રૂ૧૦) | રૂ૫) | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧ કુતીઆણા | કમેટીના મેમ્બરો તરફથી | | ૦ | રૂ ૧ ૬ાા૭ |
| ૧૨ નવાનગર | મી. ભગવાનદાસ તરફથી | રૂ ૭) | ૦ | |
| ૧૩ કુકાવાવ | મી. ફોજદાર સાહેબ તરફથી | | ૦ | રૂ ૮) |
| ૧૪ શીહોરબ્રેન્ચ | વોરા લલુ સુંદરજી તથા મોરારજી જેચંદ તરફથી | | ૦ | રૂ ૧) |
| ૧૫ બોટાદ | વહિવટદાર તથા કમેટીના મેમ્બર વગેરે તરફથી | | ૦ | રૂ ૨) |
| ૧૬ ગઢડા | મી. ઠાકોર સાહેબ તરફથી | | ૦ | રૂ ૨) |
| | બાવાજી ઉત્તડના તરફથી | | ૦ | રૂ ૧ાા |
| ૧૭ પાલીતાણા | મી. ઠાકોર સાહેબ તરફથી | | ૦ | રૂ ૪) |
| | શહેરના શેઠ નાનજી નેમચંદ તથા ડાકતર ઉત્તમરામના તરફથી | | ૦ | રૂ ૧૨ાા |
| ૧૮ ખંભાલીઆ | ડા. વાલજી ધનજીના તરફથી | | ૦ | રૂ ૧૦) |
| ૧૯ ભાણવડ | રા. ફોજદાર તથા સામજી વહાલજી તરફથી | | ૦ | રૂ ૧ાા |
| ૨૦ લાલપુર | રા. ફોજદાર તથા વહિવટદાર તથા કમેટીના મેમ્બરો તથા કારકુન તરફથી | | ૦ | રૂ ૩ાા |
| ૨૧ જેતપુર. | શેઠ બેચર વશરામ તથા શેઠ માધવજી જેરાની તરફથી | | ૦ | રૂ ૬) |
| ૨૨ આમરણ | મી. ઠાકોરસાહેબ તરફથી | | ૦ | રૂ ૫ાા |
| ૨૩ લીંમડી | મી. ઠાકોર સાહેબ તરફથી | | ૦ | રૂ ૧૪)૭ |
| | શા. ગુલાબદાસ ભુખણદાસ તરફથી | | ૦ | રૂ ૭ાા |
| | મહેતાજી જેઠાકરે પુરશોતમ તરફથી | | ૦ | રૂ ૭ાા૭ |
| ૨૪ અગત્રાઈ | મી. દલપતરામ ડાહ્યાભાઈ તરફથી | રૂ ૩ાા | રૂ ૬) | |
| ૨૫ મેંદરડ | મી. ઠાકોરસાહેબ તરફથી | | ૦ | રૂ ૨ાા |
| ૨૬ અમરેલી | મી. લીંબરસાહેબ તથા વહિવટદાર તથા શેઠીઆ તરફથી | રૂ ૧૯) | રૂ ૧૫)૭ાા | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૭ રાજકોટ | મ. દુલેરાયભાઈ તથા દલપતરામભાઈ તથા ભવાનીશંકર વિગેરેના તરફથી | ૦ | રૂ૪ | ૦ |
| | મે. કરશનદાસ મૂળજી તરફથી | ૦ | રૂ૫) | ૦ |
| ૨૮ ધ્રાંગધ્રા | સર્વ ગૃહસ્થો તથા મે. વૈદ્યરાજ અંબાશંકર | ૦ | રૂ૨૭) | ૦ |
| | ભાવનગરવાળા તરફથી | ૦ | રૂ૩ | ૦ |
| ૨૯ લાઠી | મે. ઠાકોર સાહેબના તરફથી | ૦ | રૂ૩ | ૦ |
| ૩૦ વળા | મે. ઠાકોર સાહેબ તરફથી | ૦ | રૂ૬૦ | ૦ |

GOPALJI SURBHAI.

રૂ. મો. ધું. કા.

મોજે દેવાતજ તાલુકે માતરની સરકારી ગૂજરાતી નિશાળના મેહેતાજી મુળશંકર તાપીશંકરની સલામ દાખલ વીનંતી એછેજે મજકુર ગામે દોઢ વરસથી નવી નિશાળ સ્થાપન થએલી છે, અને સોજીત્રાના આશરે ૧૦૦ છોકરા વિદ્યાભ્યાસ કરવા સારૂ અત્રે આવેછે તેમને હમેશાં પાણી પીવાનું ખરચ સોજીત્રાના પા. ઉમેદભાઇ મથુરભાઇ તથા પા. વાઘજીભાઈ મૂળજીભાઇ તથા પા. વરજભાઇ તળશીભાઇ તથા પા. બહેચરભાઇ જોરાભાઇ એ ચાર સખસો દર માસે રૂ૧-૮-૦ નિશાળની શરૂઆતથી આપે છે ને વળી હમેશાં આપશે, તે આપના નીકળતા અમુલ્ય પત્રમાં છાપી પ્રગટ કરશો.

રે. મજકુર ગામમાં નિશાળનું મકાન નાનું હોવાથી બીજું મકાન બનાવવામાં નીચે પ્રમાણે રકમ મળેલી. તેનું સારૂં મકાન બંધાવેલું છે.

રૂ સોજીત્રાના સદગૃહસ્થોએ જે રકમ આપેલી તેમનાં નામ.

| | |
|---|---|
| ૫૦—૦—૦ | પા. વેહેરીભાઇ મથુરભાઇ |
| ૫—૦—૦ | પા. મથુરભાઇ શંભુદાસ. |
| ૫—૦—૦ | પા. વરજભાઇ વસ્તાભાઇ. |
| ૫—૦—૦ | પા. શંકરભાઇ ભવાનીદાસ. |
| ૫—૦—૦ | પા. શંકરભાઈ તળશીભાઇ. |
| ૬—૦—૦ | પા. ગોવિંદભાઇ બાલજી મજકુર નિશાળના પે. આસિસ્ટંટ. |
| ૫—૦—૦ | પા. ચતુરભાઈ નારણદાસ. |

મજકુર નિશાળના ની. આ.

૫—૦—૦ પા. ગોવિંદભાઇ બલ્લુભાઇ.
મજકુર નિશાળના બી. આ
૩—૦—૦ પા. ગોવિંદભાઇ બાપુજી.
૨—૦—૦ પા. મથુર દેશાઇભાઇ.
૨—૦—૦ પા. વેહેરીભાઇ સામળભાઇ
૨૭—૦—૦ પા. શવદાસ ભાઇની ખડકીના નીચે પ્રમાણે
૫—૦—૦ પા. બાવાજી દલાભાઇ.
૪—૦—૦ પા. શિવાભાઇ ગોકળભાઇ
૩—૦—૦ પા. નારણદાસ વાહાલાભાઇ
૨—૦—૦ પા. વસનદાસ મંગળદાસ
૨—૦—૦ પા. ગોપાળદાસ દ્વારકાદાસ
૨—૦—૦ પા. બેચુભાઇ ગોવિંદભાઇ
૨—૦—૦ પા. દ્વારકાદાસ જીવણદાસ
૨—૦—૦ પા. બાપુભાઇ વહાલાભાઇ
૧—૦—૦ પા. હરીભાઇ કીશોરદાસ
૧—૦—૦ પા. તળસી ભાઇ મુળજીભાઇ
૧—૦—૦ પા. ઘમાભાઇ હરીભાઇ
૨—૦—૦ ઇશ્વરભાઇ હરીભાઇ
૫—૦—૦ પરચુરણ આવ્યા છે તે.

૧૨૫—૦—૦
૫૦—૦—૦ મજકુર ગામના એકંદે દેવાતજના લોકો તરફના.

૧૭૫—૦—૦
તા. ૧૯મી નવંબર સને ૧૮૭૧

સુળશંકર તાપીશંકર મેહેતાજી
મું૦ દેવાતજ

આવી ખબર પોતાના જીલ્લાના ડેપ્યુટી ઇંસ્પેક્ટર ઉપર મોકલવી જોઇએ કે તેની ત્રણ માસી યાદીમાં દાખલ કરી અમારી તરફ મોકલે. પરબારું લખાણ કબુલ કરવામાં આવતું નથી. મોટી રકમો ઉપર નજર રાખીને આ દાખલ કીધું છે. એડીટર, ગુ. શા.

## વાંચનમાળાની જોડણી.

ગુજરાતી જોડણીને નિયમિત કરવાને ઘણા પ્રયત્ન થયાં છતાં આજ પર્યંત અનિશ્ચિતને અનિશ્ચિત ચાલ્યા આવે છે એ વાત સૌને જાણીતી છે. જુદા જુદા ગ્રંથકારો જુદી જુદી રીતે લખે છે તેની તો વા-

ત આપે મૂકી કેળવણીખાતામાંજ જોડણી શીખવવાનો કાંઈ ઢંગધડો જણાતો નથી. હાલ એક પાંચ લીટીના વાક્યમાં સરખી જોડણી રાખનારા બે માણસ પણ આખા કારખાનામાં ભાગ્યેજ મળી આવશે; સૌ સૌના વિચાર એમાં જુદા ચાલે છે; અને કોઈ માણસને નાનાથી તે મોટા સુધી પોતાના મનમાં સંપૂર્ણ નિશ્ચય નથી કે જે રીતે હું લખુંછું તે ખરૂંજ છે. અલબત્ત જોડણીના નવા નિયમો આ કારખાનાના માણસો સરકારી કામમાં પાળવાને બંધાએલા છે, અને અમે જાણીએછીએ કે તે પ્રમાણે શીખવવાને તેઓ બનતી કોશીશ કરે છે. પણ એ નિયમ અમલમાં આણવા જતાંજ કોટિધા મતભેદ ઉત્પન્ન થયા છે. ખરૂં કહીએતો એ નિયમોએ તો પહેલા જે ગુંચવણ હતી તેમાં દશ ગણો વધારો કીધો છે, અને કેટલીએક વિચિત્ર હસવા જેવી જોડણીઓ આજ કાલ છપાતાં કેટલાએક પુસ્તકોમાં જોવામાં આવે છે તે એ નિયમો બરાબર ન સમજવાનો અથવા તે બરાબર અમલમાં આણતાં ન આવડવાનો ફળ છે.

આ સાંભળી ગુજરાતી વાંચનમાળાથી અજાણ્યો માણસ સહજ પ્રશ્ન કરશે કે કેળવણીખાતાના પુસ્તકોમાં જોડણી છે તે જોઈને શીખવતાં નથી આવડતું એવા તે મેહેતાજીઓ કેવા મૂર્ખ હશે? અને સરકારે એટલું કરીને બસ ન રહેતાં નિયમો બાંધી આપ્યા તોપણ તેઓથી જોડણી બરાબર શીખવી શકાતી નથી એ કેવી નવાઇની વાત છે! પણ જેણે વાંચનની ચોપડીમાં જોડણી કેવી રીતની છે તે જોયું હશે તેતો એથી ઉલટોજ વિચાર આપશે. એ ચોપડીમાંની જોડણીજ તેઓને વધારે ગોથાં ખવડાવે છે. ચોપડીમાં જે રીતે જોડણી કરી છે તેનું પ્રથક્કરણ કરીને તો પાણિનિ સરખો વૈયાકરણરાજ પણ એ નિયમો ખોળી કહાડી શકે એમ નથી. એક શબ્દની એમાં અનેક રીતે જોડણી કરેલી માલમ પડેછે, અને તે ફેર હસ્તદોષ અથવા છાપાની ભૂલથી થએલો હોય એમ પણ થોડે ઠેકાણેજ જણાય છે. હવે જ્યારે ચોપડીઓનો તો આધાર રહ્યો નહિ ત્યારે બચારા મેહેતાજીઓ શું કરે! બહુ તો તેઓ પોતાની શક્તિ પ્રમાણે એ નિયમો અમલમાં આણવા જતાના, પણ ઘણાથી એ નિયમો પોતાનાજ બળે અમલમાં આણી શકે એવા નથી. એક શબ્દને એમાંનો અમુક નિયમ લગાડવા પહેલાં તો તે કઈ ભાષાનો છે, અપભ્રંશ છે કે શુદ્ધછે, અ-

ઉપ્રથકે તો થાકો કે, ઘણો, વગેરે ઘણી બાબતો જાણવી જોઇએછે, અને અમે કહીએ છઇએ એટલું વ્યુત્પત્તિજ્ઞાન તો આજકાલ ગૂજરાતમાં ઘણે ઠેકાણે દુર્લભ છે. સાધારણ મહેતાજીઓ તો કોઈ ઠેકાણે એટલું જ્ઞાન સંપાદન કરી શકતા નથી અને કરવાના પણ નથી. ત્યારે આવી બાબત જ્યાં મહેતાજીનેજ સોંપવામાં આવી, ત્યાં પછી તેના માઠાં પરિણામ થાય એમાં શી નવાઈ! દરેક માણસને જેમ સૂઝે છે તેમ શબ્દને શુદ્ધ કે અપભ્રંશ ઠોકી બેસાડે છે. અને પછી તે પ્રમાણે વિપરીત જોડણીઓના વરસાદ નિશાળોમાં વરસી રહે છે. તેઓનો એમાં કાંઇ ઉપાય નથી. એમ થવાનુંજ કરવાનું. અને તેમાં તેઓનો કાંઇ વાંક નથી. ખરેખરું તો એ નિયમો બંધાયા તે વખતે એ નિયમ બાંધનારી કમિટીએ એક ગૂજરાતી ભાષાના સઘળા શબ્દનો કોષ તૈયાર કરવો જોઇતો હતો, અને તેમાં ઘણી કાળજીથી એ નિયમોપ્રમાણે સઘળા શબ્દોની જોડણી આપવી જોઇતી હતી. અમે ભૂલતા નહિ હોઇએતો એ અરસામાં અથવા તો કે તેની અગાઉ એક એવા કોષની જાહેર માગણી પણ થઇ હતી. એમ થયું હોત તો પાછળથી જે પેટાળો આટલો બધો વધી પડ્યો તે મૂળમાંથીજ ઉખડી જાત. એ કોષનું કામ ગમે તે કારણથી પણ જો ન થઇ શકે એવું હતું, તો જે ચોપડીઓ ત્યાર પછી છપાઇ તેમાં તો અમુક એકજ નિયમ પ્રમાણે બધી જોડણી કરવી જોઇતી હતીજ. પણ એમ ન થયું, અને ઉતાવળથી ટપોટપ બધી નવી આવૃત્તિઓ બહાર પાડી. વધારે અફસોસની એ વાત છે કે એ આવૃત્તિઓ સ્ટીરિઓટાઇપ થઇ છેઃ અને તેથી આપણે, થોડાં વરસ સુધી તેમાં સુધારાની કાંઈ આશા રાખી શકતા નથી. જો સાધારણ ચોપડીને પણ [1]સ્ટીરિઓટાઇપ કરાવતી વખત તેનાં "પ્રૂફ" અસાધારણ કાળજીથી વારંવાર તપાસવાં પડે છે, તો જે ચોપડીઓ નિશાળમાં ચાલવાની હતી, જેની જોડણી હજારો બાળકોને તથા મહેતાજીઓને આધાર રૂપ થઇ પડવાની હતી, અને જે ચોપડીઓમાં પહેલવહેલાજ જોડણીઓના નવા નિયમ લાગુ પાડવામાં આવ્યા હતા, તે ચોપડીઓને કેટલી સંભાળથી તપાસવી જોઇતી હતી તેનો વિચાર કરવાનું એ કમિટીનેજ સોંપીએ છઇએ. પણ થનાર થઇ રહ્યું અને તે લીધે આ ચોપાનીઉં વધારે બોલી શકતું નથી.

---

1 અમારા વિચાર પ્રમાણે તો સ્ટીરિઓટાઇપ કરાવવાનીજ એ વખત નહતો.

આ પ્રમાણે બનવાનો પ્રસંગ અમને ખારેલીના મેહેતાજી પુરૂષોત્તમ મુગટરામની સીધી અને બહાદુરી ભરેલી ચાલથી મળ્યો છે. જ્યારથી આ નિયમો નીકળ્યા, અને નવી આવૃત્તિઓ બહાર પડી, ત્યારથી અમે આશ્ચર્ય પામતા હતા કે જોડણી ઓળખવી અને તપાસવી એ અશક્ય જેવું થઇ ગયું છે. તોપણ એ વાત કોઇ ઇન્સ્પેક્ટર સાહેબને કાને નાખવું કેમ નથી. કોઇ પણ નિશાળમાં એ હરકત જણાયા વગર રહી નહીં હોય, અને કોઇ પણ પરીક્ષકને નાના પ્રકારના વાંધાનો નિવેડો સ્વચ્છંદે કરવો નહીં પડ્યો હોય એમ નથી, તે છતાં કોઇએ પણ આજ પર્યંત એ બાબત સરકારી જણાયા કીધું જણાતું નથી. પણ હવે એ દુઃખ દૂર થવાના ચિન્હ જણાય છે એ સાંભળી બધા શિક્ષક ખુશ થશે. ઉપર કહેલા મેહેતાજીએ પોતાના ડેપ્યુટી સાહેબની મારફતે સાતમી ચોપડીમાં વિરૂદ્ધ જોડણીઓ ક્યાં ક્યાં છે તેનું એક પત્રક રજુ કીધું છે, અને પોતાની અરજીમાં એ બાબતની સઘળી હરકતો જાહેર કીધી છે. એ ઉપરથી એડ્યુકેશન ઇન્સ્પેક્ટર સાહેબે આ પત્રના એડિટર ઉપર તે સઘળી ભૂલો સુધારીને એમાં છાપવાની ફરમાશ કીધી છે.

પણ એ હુકમ મુજબ વર્તતાં અમને ઘણી હરકત માલમ પડી છે. બારીકીથી અવલોકન કરતાં અમને માલમ પડ્યું કે જોડણીના નિયમોમાંજ ઘણી ગુંચવણ છે, અને જ્યાં લગી એનો અર્થ એકમતે બાંધી કબુલ થયો નથી ત્યાં સુધી અમારાથી સુધારાપત્રક આપવું એ અશક્ય છે. તેથી, અમે પ્રથમ એ નિયમોનો અર્થ શી રીતે સમજીએ છીએ તે કારણો સહિત આ અંકથી જાહેરમાં મૂકવાનો વિચાર કીધો છે. એ સઘળી ટીકાની મતલબ એ નિયમો બાંધનારના મનમાં શો અર્થ રહ્યો હશે તે શોધી કહાડવાની છે; અને એ બાબત અમારી જાતના નવા નિયમ આપવાનો નથી, અથવા અમારો ખાસ વિચાર પ્રગટ કરવાનો નથી. અમે આશા રાખીએ છીએ કે કમિટીના ખરા અર્થનું અમે ગ્રહણ કીધું છે. તે છતાં અમે જાણીએ છીએ કે એ બધાથી ભૂલ થાય એવું બારીક કામ છે; અને તેથી કોઇની તરફથી પણ એ વિષે કાંઇ તકરાર આવશે તો તેને અમે ખુશીથી ત્યાર પછીના આવતા અંકમાં જગા આપીશું, અને જો અમારી ખાત્રી થશે તો આપણો વિચાર ફેરવતાં અમે જરા આંચકો ખાનાર નથી.

## जोडणीना नियमनुं अर्थ ग्रहण.

૧. શબ્દના સાધારણ ઉચ્ચારમાં મૂળ શબ્દ જોડે થોડોજ ફેર હોય તો તેને મૂળ પ્રમાણે લખવો: જેમ: દાશી ને બદલે દાસી, પરમાણે ને બદલે પ્રમાણે, મારગ ને બદલે માર્ગ, વના ને બદલે વિના.

આ નિયમ દેખીતો બહુ સરલ છે, પણ એને અમલમાં આણતાં હજારો હરકતો ઉઠે છે, કેમકે થોડો ફેરફાર કોને કહેવો અને ઘણો કોને કહેવો એ દરેક માણસના વિચાર ઉપર આધાર રાખેછે. એક માણસ જેને થોડો ફેરફાર ગણે તેને બીજો માણસ મોટો ફેરફાર પણ કહે. જોઇએ, એનાં ઉદાહરણો આપ્યાંછે તે ઉપરથી આ ગુંચવણનો ખુલાસો મળે છે? ઉદાહરણો ઉપરથી એક આવો નિયમ નીકળે ખરો. અને તે પ્રમાણેજ ઘણા એનો અર્થ સમજે છે. તેઓ એવો અર્થ કરે છે કે એક અક્ષરને ઠેકાણે બીજો અક્ષર થઇ ગયો હોય, જોડાક્ષરો છૂટા પડી ગયા હોય, અથવા સ્વરનો લોપ થયો હોય ત્યાં એમ જાણવું કે થોડો ફેર પડ્યો છે, અને તેથી મૂળ પ્રમાણે લખવું. આ અર્થ સ્પષ્ટ છે અને અમલમાં આણતાં કાંઇ પણ હરકત પડે એવું નથી, પણ સવાલ એ છે કે એ અર્થ ખરો છે? એ અર્થગ્રહણ પ્રમાણે સાતે ચોપડીઓમાં લખ્યું છે? સાતે ચોપડીઓનું ધ્યાનથી અવલોકન કરતાં અમારી તો ખાત્રી થાય છે કે કમિટીના મનમાં એવો અર્થ બિલકુલ હતો નહિ. જો એક અક્ષરજ બદલાઇ ગયો હોય તો તે ઠેકાણે મૂળનો અક્ષર લખવો એમ આપણે લઇએ, તો કાળ, જળ, પ્રબળ, ખાર, ખીર વગેરેને ઠેકાણે કાલ, જલ, પ્રબલ, ક્ષાર, ક્ષીર, વગેરે લખવું જોઇએ. ખરેખર એ નિયમે તો ગુજરાતીમાંથી "ળ" અક્ષરજ ઘણું કરીને નીકળી જાય. તેમજ જોડાક્ષરો મૂળ પ્રમાણેજ લખવાની ધારો રાખીએ તો હાલની બોલાતી ભાષામાં અને લખાતી ભાષામાં બહુજ ફેરફાર થઇ જાય. ફારસી શબ્દમાંતો બેહદજ ફેરફાર થઇ જાય, હુકમને ઠેકાણે હુક્મ, અમલને ઠેકાણે અમ્લ એવા અસાધારણ અને વિપરીત ફેરફાર કોણ પસંદ કરશે? ફક્ત સ્વરના ફેરફારને જુદા ગણતાં પણ એવીજ હરકતો છે. એમ હોય તો સાહિબ, માલિક, હાકિમ, ધુળિ, જાતિજ લખવું પડે. એવા તો અનેક દાખલા મળી આવશે. એ પ્રમાણે કોઇ પણ લખતું નથી, અને કોઇ લખવાની ભલામણ પણ કરી નહિ કરે. કોઇપણ

એમ નહીં કહે કે બોલવું તેને ઠેકાણે 'બોલવું', પડવું તેને ઠેકાણે "પડવું" અંતને ઠેકાણે અંત, આનને ઠેકાણે પાન 'જૂ' ને ઠેકાણે 'જૂ', ...ને ઠેકાણે અને, જમુનાને ઠેકાણે જમન, આબરૂને ઠેકાણે આબરૂ વગેરે. વગેરે બોલવું જોઈએ, તે છતાં આ નિયમને જો આમ સમજીએ છઈએ તો એ પ્રમાણેજ કરવું પડેછે.

ત્યારે આપણે આ નિયમને શી રીતે સમજવો? ઉપર જે અર્થ કર્યો તેના કરતાં થોડો ફેરફાર તે શી રીતે થઈ શકે? થોડામાં થોડો ફેર એટલે એક અક્ષરનો ફેર: એથી તે ઓછો ફેરફાર કર્યો ધારનો હતો અને એવા ફેરનેજ થોડો ફેર માની ઘણા શબ્દની જોડણી ચોપડીઓમાં કરીછે એ વાતની પણ ના કહેવાય એવું નથી. ત્યારે આપણે "થોડો ફેર" એનો જે ઉપર અર્થ કીધો તે ખરો છે. પણ આ નિયમજ જાણે અપૂર્ણ દીસે છે. એમાં એ નિયમ ક્યારે વાપરવો એ લખવાનું ભૂલી ગયા હોય એમ જણાય છે. એ આપણે શોધી કહાડવું જોઈએ. એના ઉદાહરણો બારીકાઈથી તપાસીશું તો કાંઈ રસ્તો હાથ લાગશે. પહેલું ઉદાહરણજ સકારને શકારની તકરારનું છે. આપણે જાણીએ છઈએ કે, ગુજરાતના કેટલા ભાગનું વલણ સકાર તરફ, કેટલાનું શકાર તરફ, ને કેટલાનું ષકાર તરફ છે. એમાં વિદ્વાન અવિદ્વાન કે ઉચ્ચ નીચનો ભેદ પણ થોડોજ કામ લાગેછે. સઘળા પોત પોતાના ભાગનું ઉચ્ચારણજ પસંદ કરે છે. ત્યારે આ વિરોધ મટાડવાને માટે અને આખા ગુજરાતનું ભાષા સંબંધી ઐક્ય કરવાના શુભ હેતુને માટેજ આ નિયમ કરીને કહાડ્યો હોય એ માટેજ બેશક કહાડ્યોછે, પણ અહિંયાં, આપણે ઉપર અર્થ કર્યા તેનું કાંઈ સંશોધન કરવું જોઈએ. મેહને ઠેકાણે મેહ, માંહને ઠેકાણે માહ, કાકને ઠેકાણે કાગ, બગને ઠેકાણે બગ વગેરે શબ્દ બોલાય છે તેમાંથી એકે ખોટો થાય એમ નથી. માટે સકારની ફેરફાર એજ માત્ર થોડો ફેર ગણવો. તેમજ પ્રમાણે માર્ગ, વિના વગેરે કેટલાએક શબ્દના ઉચ્ચાર દેશમાં બધે બે રીતે થાયછે. ઉપલા વર્ગના લોકોમાં પણ પરમાણે, મારગ, વના, વગેરે બોલનારા આવગ પડી આવે છે, અને તેમ શુદ્ધ રીતે બોલનારા પણ છે. હવે કોનું કહ્યું ખરૂં માનવું? અહીંયાં પણ એવા પ્રકારની તકરારની પેઠે શબ્દનું શુદ્ધ સાચું સ્વરૂપ શું છે તેના ઉપર આ વાતનો ખુલાસો રાખ્યો છે. આ રીતે વિચાર કરતાં આ નિયમનો અર્થ બરાબર બંધ બેસે છે, અને પહેલાં જે હજાર રીતના વાંધા ઉઠતા હતા તે બધા દૂર થાય છે. એ ખુલ્લું જણાય છે કે આ નિયમ બધે ઠેકાણે વાપરવાનો નથી. જ્યાં તકરાર હોય, એટલે જ્યાં એક ભાગના અથવા એક વર્ગના લોકો એક શબ્દનો

ઉચ્ચાર એક રીતે અને બીજા ભાગે રીતે કરતા હોય ત્યાંજ આ નિયમ વાપરવાનો છે. જ્યાં બધા લોકો એકજ રીતેજ ઉચ્ચાર કરે છે ત્યાં મૂળ શબ્દ લખવા જવું ત્યાં એના જેવું બીજું કહેવું ડોહળું કહ્યું? ત્યાં તે બોલાતો હોય તેમજ લખવું. આ પ્રમાણે અર્થ કરતાં આ નિયમ વાંચનાં અને ડહાપણ ભરેલો જણાય છે. બાકી જ્યાં બધા એક રીતે બોલે છે ત્યાં એમ નહિ પણ આમ બોલો એમ કહેવાનો કોનો અધિકાર છે? વૈયાકરણીનું કામ ભાષામાં ફેરફાર કરવાનું નથી; પણ તેમાં જે નિયમો રહેલા છે તે શોધીજ કહાડવાનું છે. જૂદે જૂદે ઠેકાણે વિરૂદ્ધ નિયમ માલમ પડે ત્યાં કેજ બેમાં પસંદ કરવા જોગ કયો છે એ કહેવાનો વખત છે. બુક કમિટીએ આમ આપખુદી અખત્યાર ધારણ કર્યા હોય એમ આપણે ધારવું ન જોઈએ, અને તેમણે તે ધારણ નથીજ કીધી એ ઉપલા વિવેચનથી સ્પષ્ટ છે. જો એ નિયમને નીચે પ્રમાણે સુધારીને મૂક્યો હોય, તો આટલી બધી આ શંકા અને વાદનું નિવારણ ઝટ થઈ જાય.

जो एक भागमां अथवा एक वर्गमां कोई शब्द मूळ प्रमाणेज बोलातो होय, अने बीजा भागमां अथवा बीजा वर्गमां थोडाज फेरफार साथे बोलातो होय, तो ते शब्द तेना मूळ स्वरूप प्रमाणेज लखवो. एक स्थानना सकारने ठेकाणे बीजा स्थाननो सकार थइ गयो होय, जोडाक्षर छूटा पडी गया होय, अथवा एकज स्वरनो लोप थई गयो होय तो थोडोज फेरफार पड्यो छे एम जाणवुं.

અમે જે આ ઉપર નિયમ કહાડયો તેમાં એક બાધ કોઈ વખત લાગે ખરો. કદાપિ કોઈ શબ્દ એવો નીકળે કે તે ગામડામાં, અજાણમાં, અથવા નીચ વર્ણમાં શુદ્ધ રૂપે બોલાતો હોય, અને ઉપલા વર્ગમાં થોડાજ ફેરફારે અપભ્રંશ બોલાતો હોય તો તે ઠેકાણે શું કરવું? બધી બાબતોના નિયમ પ્રમાણેતો ઉપલા વર્ગનીજ ભાષા માન્ય હોવી જોઈએ, પણ આ નિયમ પ્રમાણે એથી ઉલટુંજ કરવું પડે. આવો પ્રસંગ આવવો, ઘણું કરીને અશક્યજ, પણ કદાપી આવ્યો, ત્યારે આ નિયમથી ઉંધું થાય. અરબી ફારસી શબ્દ તો કેટલા એવા નીકળશે કે જે પારસીઓ અને ગુજરાતી બોલનારા મુસલમાનો શુદ્ધ રૂપે બોલતા હશે, અને બધા હિંદુઓએ તેને અપભ્રંશ કરી નાંખ્યો હશે. અમારા વિચાર પ્રમાણે તો એવે પ્રસંગે આ નિયમ લાગુ ન પાડવો જોઈએ; અને તેથી ઉપલા નિયમમાં વર્ગની જોડે માન્ય વિશેષણ વધારીએ, તો એ નિયમ સંપૂર્ણ થાય.

યાદ રાખવું કે આ પહેલો નિયમ થોડો ફેરફાર થએલા શબ્દોનેજ લાગે છે. ઘણો ફેરફાર થયો હોય, ત્યાં તો મૂળમાં "સ છે કે" શ છે, હ્રસ્વ છે કે દીર્ઘ છે વગેરે કાંઈજ જોવાનું નથી. ત્યાં તો અપભ્રંશ શબ્દનાં જે નિયમો નીચે આપીએ છે તેજ લાગુ પાડવા, અને મૂળના રૂપનો કાંઈ પણ વિચાર ન કરવો.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

APRIL 1872

પુસ્તક ૧૨ મું. એપ્રિલ. સન ૧૮૭૨. અંક ૪ થો

એ'તાછ બહુ મોટું ગુજ, નામ તેમ છે શામ;—
કર અંગે ગનબેરની ભરી બેતિ પરિ હામ.

| અનુક્રમણિકા. | પૃષ્ઠ. | Contents. | Page. |
|---|---|---|---|
|  |



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિંટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.

( મૂલ્ય વરસે રૂ ૧. અગાઉથીજ )

राजमार्गोमां भूमि चांप्यानी, करि विजनो चमकाट-
जाणे कांधि कसोटी !
शुं अंधारुं आ! सोय लो खरे खुंचि रहे रे!
रखे वरशि के गाज ढिवाडतो ते व्याकुल छे रे! ४४

---

वासो रहेजे विशाळज नगरे उंचां छजांपर रात,
ज्यांह कपोतां छेय सुतां त्यां, तारी विद्युत साथ
थाकि जे खूब खेलंतां,
पण दिनकर दीठो, के उठी करजे कुच व्हाणे;—
जे मित्रनुं माथे काम ते क्यम आळस आणे? ४५

---

૧. અહીંઆં મેઘને ઉજ્જન શહેરમાં જવાનું કહે છે, અને તેની સાથે સાંભરી આવેછે કે બિચારી પ્રેમભરી તરૂણીઓ સાસરે જતી હશે તેનું એ વરસાદના અંધારામાં શું થશે! રાજમાર્ગે કહ્યાથી તે સ્ત્રીઓની શુદ્ધ વૃત્તિ અને અંધારાનું અતિશયપણું જણાય છે. ઘણો વર્ષાદ ઘેરાય ત્યારે વીજળીના ચમકારા સ્વભાવિકજ છે, અને તેથી કવિ ઉત્પ્રેક્ષા કરીને તેને માર્ગ બતાવવાને તું એમ કર એવું કારણ કલ્પે છે.—૨. "સુભગ"નું કર્મ ૩. તે સ્ત્રીઓને કનકલતાની ઉપમા તો ઉપર આ ભાષાંતરમાં આવીજ છે. ચંપકવર્ણીસ્ત્રીના મુખ ઉપર વીજળીનો પ્રકાશ પડશે, ત્યારે તે કેવું દેખાશે કે જાણે કોઇ સોનાની કસોટી કરતું નહિ હોય, કેમકે તે વખતે સોનાનો ઝગઝગાટ ઘણો વધારે દેખાય છે.—૪. આ ઠેકાણે [illegible] હોય એમ ભાસે છે.—૫. કહે છે કે આ અંધારૂં એટલું છે કે જો એમાં સોય પોંચી હોય તો તે પણ ખુંચી રહે. એ અતિશયોક્ત્યલંકાર થયો. એના જેવોજ કોઇ એક અલંકાર મિલ્ટન કવિએ એક ઠેકાણે વાપર્યો છે તે ઉપર ઈંગ્રેજ ટીકાકારો બહુ ફીદા થઇ જાયછે. પણ સૂચિભેદ્ય એ વાક્યતો લોકોપદેશ સરખા પુસ્તકમાં પણ અહિંયાં તો સાધારણ છે.

खेद उछेदन [1]खंडितानो करवानो आ काळ,
न रोक रविने —[2]ते पण, रोती जाणि नलिनि प्रेमाळ,
रो कर कोटि प्रसारी
मुखकमळथि द्रवरूप अश्रुने हरवाने धाए।
अवरोध तणो अपराध तो नहि नाना पाए। ४९

---

सहज सुभागी स्नेहमा, तुज सहज सलूणी मूर्त

---

૧ જેનો પિયુ બીજી સ્ત્રી ઉપર આશક્ત થઈને રાત્રે બહાર પડી રહે છે તેને રસશાસ્ત્રમાં ખંડિતાનાયિકા કહે છે. તે પુરૂષમાં જો દક્ષતા હોયછે, તો સવારે આવીને તેનું સમાધાન કરે છે. તેથી યક્ષ કહેછે કે "આ વખત (એટલે સવાર) ખંડિતાનું દુઃખ નિવારણ કરવાનો છે; તેથી તું આ કાળમાં ઘેરાઈ રહીને સુરજને ન રોક, કેમકે હજી રાત છે એમ સમજીને પેલો ધણી ત્યાં પડી રહેશે અને બિચારી ખંડિતાને વધારે વાર રોવાં કરવું પડશે" —૨. તે સૂર્ય. ભાવાર્થ —'બીજા ધણીઓનો તો શું પણ એ સુરજ પોતેજ પોતાની પ્રેમ રાખનારી નલિનિ વિયોગથી રોય છે એમ જાણીને કરોડો હાથ લાંબા કરીને તેનું મુખ જે કમળ તેનાઉપરથી ઝાકળરૂપી આંસુને લૂછી નાખવાને દોડે છે; એ વખતે એને અટકાવવાથી જે અપરાધ થશે તે કાંઈ નાનોસૂનો ન જાણશો." મતલબ કે તારે હમણાં ઉજ્જનમાંથી જવુંજ જોઈએ.—૩, કમળનું ઝાડ. કમળ સાથે સૂર્ય પ્રીતિ રાખે છે એ કવિદર્શિત વાત સૌને જાણીતી છે.—૪ એનો અર્થ હાથ તેમજ કિરણ એમ પણ થાયછે, અને એ બંને અર્થ અત્રે ચાલશે.—૫. મૂળમાં પ્રકૃતિસુભગ એવું સંબોધન મૂક્યું છે. હવે "સુભગ" ના સુંદર અને ભાગ્યશાળી એવા બે અર્થ થાયછે તે બનેનો ભાવ આ ચરણમાં રાખ્યો છે.

गंभीरा निर्मळ अंतरमां धारे, त्यारे धूर्त
थई न निराश तुं करतो.
ऊछळतां चपळ सफरीनी जाणे नयन इशारा!
छे कुमुद सरीखा ऊजळा प्रेमीने प्यारा! ४७

---

तीरथेपी जवाथी खसियुं काळुं जळपटकूळ;
नेतरजाळरूपी कर झाली जावादे न समूळ.
तेम तने न जवादे;
कटिखंड उघाडी ओ! थई! शी आशा हावां!
रसजाण कोण समरथ छे रे आ वेळा जावा!

---

૧. એ નદી માળવામાં છે. આ ઠેકાણે એ નદીને ઉદાત્તનાયિકા કલ્પી છે. જેમ કોઇ કુમારિકા પોતાના શુદ્ધ અંતઃકરણમાં પોતાના પ્રીતમની છબી ધારણ કરે છે તેમ મેઘને જોઇને ગંભીરા નદી પોતાના નિર્મળ અંતરમાં તેની મૂર્ત્તિ ધારણ કરશે, એટલે તેમાં તેનું પ્રતિબિંબ પડશે. —૨. એનો મૂળ અર્થ નદીને, અને લાક્ષણિક અર્થ નાયિકાને લાગુ પડે છે.—૩. એક જાતની નાની ચંચળ ધોળી માછલીઓ. એનું આમ તેમ કુદવું તેને કવિ આંખના પલકારા કલ્પે છે. પ્રેમાસક્તપણાનું ચિત્ર સંપૂર્ણ કરવાને આ ઉત્પ્રેક્ષા કીધી છે.—૪. કટાક્ષ.—૫. નદીના ઉપર વાદળની છાયા પડવાથી તેનો રંગ એવો દેખાય છે કે જાણે તેણે કાળું પટકૂળ પહેર્યું હોય. પછી તુરતજ વાદળું પોતાના સ્વભાવ પ્રમાણે ખસવા માંડે ત્યારે કિનારા તરફથી તે પાણી પાછું ઉજળું દેખાવા લાગેજ. તે ઉપર કલ્પના કરીને કવિ પાછલું ચિત્ર કાયમ રાખીને આ શ્લોકમાં બોલે છે. નેતરની જાળ જાણે હાથ હોય અને પેલું લુગડું પકડી રાખ્યું હોય એવી બીજી ઉત્પ્રેક્ષા કીધી છે.

[1]देवगिरि जवुं होय, तो जो आ हाजर शितळ पवन,
[2]गंधलोभिगजघ्राणअप्रध्वनि करवतो मनमोहन,
उंबर फळने पकवतो.
नवि पाडज [3]एमां, तृम्प थइ तुंथी धरती,
करे हास, सुवासित श्वासे रोम रोमे भरती. ४९

---

नित्य वसे त्यां [4]स्कंद स्वामी–[5]शशिशेखरनुं [6]तेज
सोंप्युं सुरगण रक्षण अर्थे [7]हुतवहमुख ते एज !
[8]सूर्यथी अधिक प्रतापी!

---

૧ માળવાના મધ્ય ભાગમાં ચંબલની દક્ષિણે કોઇ જગા છે તેજ એ હશે. મેઘનો માર્ગ જે ઉજ્જનથી પણ કરીને બરાબર ઉત્તર દિશામાંજ રાખ્યો છે તે માર્ગમાંજ એ આવે છે. આ પર્વત ઉપર કાર્તિકેય સ્વામીનું દહેરું હશે અને અસલના વખતમા ઘણું પ્રખ્યાત હશે, કેમકે નહિતો કાળીદાસ તેનું વર્ણન કરે નહિ.—૨ સુગંધની લોભ રાખનારા જે હાથીઓ તેના નસકોરામાં ઘણો સુંદર અવાજ કરાવનારો અને ઉંબરફળને પકવનારો શિતળ પવન હાજર છે; તારે દેવગીરી જવું હોય તો તૈયાર થા. વરસાદ પેહેલ વેહેલો પડે છે ત્યારે પૃથ્વીમાંથી સુગંધ છુટે છે એ સૌ જાણે છે, અને હાથીને સુગંધ ઘણી પસંદ હોવાથી તે નસકોરાએ વાસ બહુ લેવાને ફુંફાટા મારે છે.—૩ એ પવનમાં સુગંધ છે તે લેવામાં કાંઇ કોઇનો વાડ નડવાનો નથી, કેમકે તારાથી સંતુષ્ટ થએલી ધરતી હાસ કહેતાં રોમરોમ સુવાસિત શ્વાસ ભરે છે તેજ એ સુગંધ છે.—૪ કાર્તિક સ્વામી ઇંદ્રનો સેનાપતિ.—૫ શિવ.—૬ વીર્ય—૭ હોમેલું ગ્રહણ કરનાર, અગ્ની.—૮ તેજનું વિશેષણ, દેવની સેનાનું રક્ષણ કરવા માટે સૂર્યથી પણ વધારે તેજસ્વી જે પોતાનું વીર્ય તે મહાદેવે અગ્નીના મોહોડામાં મૂક્યું હતું તેજ એ કાર્તિક સ્વામી. મુખ અને તે વળી હુતવહનું એ શબ્દો શુક્રોત્પત્તિ સૂચવે છે. તેજ કહેવાનું કારણ એકે મહાદેવ અને એમાં જુદા દેહ સિવાય વસ્તુતઃ કાંઇ ફેર નથી.

तें माटे, मेघ, तुं पुष्पमय आकाश बनीजा!

पड धारे धारा पुष्पनी गंगाजळ भिंजया! ५०

---

पड्या पडता हाड उपर पछि गगाडि मृदंग वगाड,

वाहन घनघन नाचशे, जेनुं पींछुं पार्वति मात

ज्योति कुंडाळे झळकतुं

दळ कमळनु कहाडी घालेरे उचकीने काने,

शिरशशिथि शिने अजवाळ्यारे जेना डोळाने ५१

---

૧ "કાર્તિક સ્વામી ઍવા છે માટે, હે મેઘ, તું તારૂં સ્વરૂપ ફેરવીને ..નનુ વાદળુ થઈજા, અને પછી (આકાશની) ગંગાના પાણીમાં ભીંજેલા અવાં જે તે ફુલ તે ની તું ધારા થઈને એ દેવના મસ્તક ઉપર અર્પણ્યા" પોતાનાજ દેહને અર્પણ કરવો એ શિવ પૂજનની વિધિમા ઉત્તમ મનાય છે. એમા પુષ્પમય આકાશ, અને ગંગા જળમાં 'ભીંજેલા ફુલની ધારા એ બે ચિત્ર ઘણાજ મનોહર છે, મેઘને સઘળા રૂપ ધારણ કરનારો માન્યો છે એટલે આ કલ્પના ક્લીષ્ટ પણ લાગતી નથી.—૨ પાહાડમાં ઘનગર્જના થરે મૃદંગની પેઠેજ વાગ્યા કરેછે તેથી ગર્જના કરી મૃદંગોપાસના કરવાનુ કહે છે.—૩ કાર્તિક સ્વામીનુ વાહન, મોર. ગર્જના સાંભળીને પોતાના સ્વભાવ પ્રમાણે મોર નાચશે, ઉપર પુષ્પની વરસાદ વરસાવ્યો અને અહીંયા કઇ મોરના ટોળાને મૃદંગના અવાજ સાથે નાચતા, આપણી આંખ આગળ ઉભા કરે છે એ બનિત ચિત્રમા થી મણી—૪ જે મોરનું પીંછું જ્યોતિકુંડળે ઝળકતુ પાર્વતી, પુત્રના વાહનનુંછે એમ જાણી, ઉચકીને કમળદળને ઠેકાણે કાનમા ઘાલે છે, અને જે મોરના ડોળાને શિવે પોતાના કપાળમાંના ચંદ્રને અજવાળે પ્રકાશિત કીધા છે તે.

# जोडणीना नियमनुं अर्थग्रहण.

(પાછલા અંકનું ચાલણ.)

૭ "અસલ અને ચાલતા ઉચ્ચારમાં ઘણો ફેર હોય, તો ચાલતા ઉચ્ચાર પ્રમાણે શબ્દ લખાવા; જેમ માર્ગશિર્ષને બદલે માગશર, ક્ષેત્રને બદલે ખેતર, ગૃહને બદલે ઘર."

પહેલા નિયમમાં આપણે થોડા ફેરનો અર્થ મુકરર કર્યો છે એટલે ઘણો ફેર કોને કહેવો એ સમજવું મુશ્કેલ નથી. ઉપર જે ફેર બતાવ્યો તેના કરતાં જે વધારે, તેને ઘણો ફેરફાર ગણવો એ ખુલ્લુંજ છે.

પણ એ ઘણો ફેરફાર અભણની ભાષામાં થએલો હોય તો તે કાંઇ આ નિયમ નીચે આવતો નથી. ઘણા લોક શબ્દને ઠેકાણે સબદ, ઘરને ઠેકાણે ઘેર વગેરે બોલ્યાજ જાયછે, પણ એ ઉચ્ચાર આપણે કદી માન્ય કરી શકવાના હતા? આ વાત સઘળા નિયમોને લાગુ પડે છે એમ જાણવું, અને જ્યાં બોલાતો હોય એમ લખ્યું હોય ત્યાં માન્ય વર્ગમાંજ બોલાતો હોય એમ સમજવું. આ વિચાર વારંવાર સઘળા નિયમો ઉપર આપવાની અમને જરૂર દીસતી નથી. માટે હવે પછીના સઘળા વિવેચનમાં આ વાત લક્ષમાં રાખીને અમે બોલીએ છઇએ એમ જાણવું.

હવે આ નિયમનો અર્થ તો ચોખ્ખો થયો, પણ હજી એક મોટી તકરાર બાકી છે. શું આવે પ્રસંગે આપણે અપભ્રંશ રૂપજ કબુલ કરવું, અને શુદ્ધ બોલનારને ગુજરાતીમાં અશુદ્ધ બોલેછે એમ કહેવું? માર્ગશિર્ષ ન બોલવું એમ કહ્યું તે તો ઠીક છે, કેમકે ગુજરાતી વિદ્વાનોમાં પણ એવું તો કોઇજ બોલતું હશે; પણ શું એ નિયમને અનુસરી આપણે ભાદ્રપદ આશ્વિન, વગેરે શુદ્ધોચ્ચારણ કરનારાને ખોટા કહેવા? શું સોનાને સુવર્ણ કેહવા ન દેવું? કુવાને કૂપ, વાવને વાપિ અચરજને આશ્ચર્ય, રાતને રાત્રિ, સુરજને સૂર્ય, નાચને નૃત્ય, વગેરે જે શબ્દના બન્ને રૂપમાં ભાષામાં ચાલે છે તેનું શું કરવું? એમાંથી અપભ્રંશ રૂપજ કબુલ રાખવું એવો કમિટિનો વિચાર હોય એમ અમને લાગતું નથી, કેમકે આશ્ચર્ય, સૂર્ય વગેરે કેટલા શબ્દ વાચનમાળામાં જ દાખલ કર્યા છે. એ નિયમનો જે ઉપલક અર્થ આ નિકળે છે તે જો કબુલ કરીએ તો આપણા જુના અને નવા સઘળા

ગ્રંથકારોના પાનાપર ઠેકાણે ઠેકાણે હડતાળ ફેરવવી પડે, અને કેમ બોલવું તે શોધવા સારૂં વિદ્વાનોને વાણીઆની દુકાને મોકલવાં પડે. આવો ગાંડો નિયમ બુક કમિટી બાંધેજ નહિ. અને બાંધે તો માન્ય થાય પણ નહિ.

કમિટીના શબ્દમાંથી જે અર્થ નિકળે છે, તે તેના મનનો નથી એમ આપણે ઉપર સમજાવ્યું, અને તેની વધારે શાબીતી એક બીજી જાતના વિચાર ઉપરથી મળે છે. એ જોડણીના નિયમ કહેવાય છે ખરા, પણ જે કમિટી ભેગી થઇ હતી તેની મતલબ જોડણીના નિયમ બાંધવા કરતાં કાંઇક વધારે હતી, અને તેથી એ નિયમોમાં જોડણીની બાબત કરતાં કાંઇક બીજું પણ આવી ગયું છે. જેમકે પાંચમો નિયમ ફકત જોડણી લખનારને શા કામનો છે? એકજ અર્થના ભાગમાં જૂદા જૂદા શબ્દ બોલાય છે કે નહિ તેનું જોડણી લખનારને કાંઇ પણ કામ છે? એ બિચારાને જે શબ્દ લખાવે તે લખવાનો છે. તેમાં એને આટલો બધી માથાફોડ શા માટે જોઇએ? પણ બારીકીથી જોઇશું તો એ નિયમ જોડણી કરનારને સારૂ બાંધ્યોજ નથી, અને જો તે જાણી જોઇને એ માથાફોડમાં પડવા ચહાય છે તો એની મરજી. એ નિયમ તો ગ્રંથકારને કામનો છે ખરો. તેમજ આ બીજા નિયમ વિષે કેટલું એક સમજવાનું છે. એ નિયમ કમિટીએ પોતાના ગ્રંથકારપણાના કામમાં પોતાનેજ મદદ કરવાને સારૂ બાંધ્યો છે. એટલે ટુંકામાં કહીએ તો વાંચનમાળા લખાતી વખતે એ કમિટીએ વિચાર કીધો કે વાંચનમાળામાં આપણે આ નિયમને અનુસરી શબ્દ પસંદ કરવા. આ રીતે આ નિયમ સમજતાં બધે ઠેકાણે અજવાળું થઇ જાય છે. આપણે જાણીએ છઇએ કે જે હોપના નામથી ઓળખાતી વાંચનમાળાએ પાછળથી ચાલતી આવેલી ભાષાશૈલીમાં એક મોટો ફેરફાર કરવાનો આરંભ કીધો હતો, અને તેની અસર આજ પર્યંત ઘણાના બોલાણમાં માલમ પડે છે. પાછલી વાંચનમાળા પ્રૌઢ શૈલી અને સંસ્કૃતમય વાણીમાં નિમગ્ન હતી. આ વાંચનમાળા તેને બીલકુલ હસીકહાડવા લાગી અને બજારમાં બોલાતી, ચોરામાં સમજાતી, અને ઘરમાં ગવાતી જે ગુજરાતી ભાષા તેજ ખરી ગુજરાતી છે એવો સિદ્ધાંત નિર્ભયપણે પ્રકટ કરવા લાગી. એ સિદ્ધાંત કેટલે દરજ્જે ખરો છે તે તપાસવાનુ અત્રે આપણું કામ નથી, પણ એનો નિશ્ચય છે કે વાંચનમાળાની ચોપડીઓમાં તો

ચારતા જોઇએ, અને તેને માટે આ નિયમ જે તેઓએ બાંધ્યો હતો તે ખરેખર વાજબીજ હતો કદાપિ એ વાત ખરીછે કે, છઠ્ઠી ને સાતમી ચોપડીમા ભાષા વધારે ચઢતી લેવી જોઇતી હતી, તોપણ સામાન્ય રીતે જોતા એ નિયમ કોઇ રીતે વાંધો ઉઠાવવા જેવો નથી. જે ઠેકાણે વાચનમાળામા એ નિયમનુ ઉલ્લંઘન કીધુ છે, એટલે સૂરજને ઠેકાણે સૂર્ય, અચરજને ઠેકાણે આશ્ચર્ય વગેરે જે શુદ્ધ રૂપ લખ્યા છે, તે ઠેકાણે તે કોઇને પણ ના પસંદ પડે એમ અમને લાગતુ નથી. એથી ઉલટું ઘણા એકનો વિચાર તો એમછે કે એથી પણ ભાષાનો ચઢાવો ઉપલી ચોપડીઓમા રાખવો જોઇતો હતો. માટે એ તો હવે નિર્વિવાદ સિદ્ધ થયું કે એ નિયમ કમિટીએ પોતાનેજ સારૂ બાંધ્યો હતો, અને એમાથી વિરૂદ્ધ કોઇ ઠેકાણે કાંઇએ જણાયછે ત્યા સમજીનેજ તેમ કીધું છે

આ નિયમ ખરેખરૂ જોતા તો જોડણી લખનારને તો કામનોજ નથી, કેમકે એને તો જે લખાય તે લખવાનુ કામ છે. તે છતાકોઇ પ્રસંગે ઉપયોગી પ ડે એમ ધારી આ વિવેચન અમે કીધુછે, અને તે કમિટીએ પોતાને સારૂ જ એ નિયમ બાંધ્યો છે એ, વાત બાધી મૂકી એક સર્વોપયોગી નિયમ તે ઉપરથી કહાડીએ તો આ પ્રમાણે નીકળે છે.

जो कोइ शुद्ध रूपे अने कोइ घणा अपभ्रंशरूपे एक शब्दने बोलता होय, तो ते शब्दने बेमांथी मरजीमां आवे ते रीते लखवो

૫૦શુદ્ધ સંસ્કૃત કે ફારશી શબ્દ આવે તો તેને અસલ પ્રમાણે લખવા, જેમકે સૂક્ષ્મદર્શક, દૂરબીન.

અહિયા પહેલો સવાલ એ ઉઠે છે કે મૂળ ભાષામા લખાતો હોય તે પ્રમાણે, કે મૂળ ભાષામા બોલાતો હોય, તે પ્રમાણે કોઇ શબ્દ લખવો? આ નિયમની શબ્દ રચના ઉપરથી એકે અર્થ સ્પષ્ટ નીકળતો નથી પણ કદાપિ ખેંચી તાણીને કહાડવા જઇએ તો "લખાતો હોય" એવો અર્થ નીકળશે ખરો. પણ એ બેમાથી કયો અર્થ વાચનમાળામા અમલમા આવ્યો છે એ આપણે નિશ્ચય કરી શકીએ ત્યારેજ આ નિયમનો અર્થ સ્પષ્ટ થાય

સંસ્કૃત શબ્દમા આ વાંધો લેશમાત્ર નડતો નથી, કેમકે એ ભાષામા તો ચોખ્ખી વાત છે કે બોલવુ તેવુ લખવું, ને લખવુ તેવું બોલવુ. ફાર-

શી લખવામાં ઘણેઠેકાણે બોલવા કરતાં જૂદું લખાય છે ખરૂં, પણ તે માત્ર લખનારનું આળસ, ભૂલ, અથવા ફુફડાઈ ગણાયછે. જેમ બોડીઆ અંત્ય રેવાણીઆઓ ઉત્તર ગુજરાતમાં લખે છે તેમજ એ જાણવું. એ પ્રમાણેજ લખવું તે શુદ્ધ એમ કોઈ કહેતું નથી. તેમજ ફારશીમાં લિપિના નિયમ યોજ્યા છે અને તે બરાબર ઉચ્ચારને અનુસરતા છે. તેથી ફારશી શબ્દને પણ આ નિયમ લાગુ પાડતાં કાંઈ હરકત નથી. હરકત માત્ર બધી ઇંગ્રેજી શબ્દોમાં આવી પડે છે. એ શબ્દોમાં કયો નિયમ પાળ્યો છે તે આપણે વાંચનમાળા જોઇને શોધી કહાડવું જોઇએ છે. એશિઆ શબ્દમાં જે "આ" લખાયછે તે ઇંગરેજીમાં 'a' છે તે ઉપરથી. પણ જો જોડણીજ કબુલ રાખવી, અને ઉચ્ચાર તરફ ન જોવું એમ ઠરેતો, એડિનબરો, માંન્ચાંક, વગેરે શબ્દનાં જે રૂપ ચોપડીઓમાં જોવામાં આવે છે તે ક્યાંથી આવ્યાં! અમારા જોવામાં તો એમ આવે છે, કે વાંચનમાળાની જોડણી અનિશ્ચિત તો છેજ પણ તેના ઉપર આધાર રાખી શકીએ, તો તેનું વલણ ઉચ્ચાર તરફ જણાય છે. માટે અમે એનો પેટાં નિયમ આ પ્રમાણે કહાડીએ છઇએ.

अ. जे भाषामां उच्चार अने जोडणी एक सरखां नहोय त्यां उच्चार प्रमाणे लखवुं.

આ બીજા નિયમને ઘણા અપવાદ લાગતા હોય એમ જણાતું નથી. થોડાજ દાખલામાં એ નિયમ પડતો મૂક્યો હોય એમ લાગે છે, સંસ્કૃતમાં કેટલાએક શબ્દને અંતે વ્યંજનો આવેછે જેમકે વિદ્વાન્, બુદ્ધિમાન્ જગત્ વગેરે, ગુજરાતીમાં એ શબ્દોનું ઉચ્ચારણ પણ વ્યંજનાંતજ થાયછે. અને તેઓ ખરેખરા આ નિયમ નીચે આવે છે; પણ ચોપડીઓમાં કોઇ ઠેકાણે મૂળ પ્રમાણે જોડણી રાખી નથી. બીજા ગ્રંથકારો પણ ઘણું કરીને વ્યંજનાંત શબ્દ લખવાનો કેવળ અભાવજ બતાવે છે. કદાચિત્ અંતે અર્થાત્ સિવાય થોડાજ શબ્દમાં કોઈને છેલ્લો અક્ષર ખોડો કરતાં અમે દીઠો છે. પ્રાકૃત ભાષાનો એક ઉત્સર્ગ પણ એવો છે કે હલંત શબ્દ સ્વર સહિત લખાય. માટે આ બધી વાતનો વિચાર કરતાં અમારો નિશ્ચય થાય છે કમિટીએ બીજા નિયમનો આ એક અપવાદ કબુલ રાખ્યો છે. એ અપવાદ કબુલ રાખવાનું એક બીજું પણ કારણ મળી આવે છે. ગુજરાતીમાં દેવ, રામ, વગેરે શ-

ણા શબ્દનો ઉચ્ચાર છેલ્લો અક્ષર જોડો હોય એ પ્રમાણેજ થાય છે, અને તેથી એમ વિચારવામાં આવ્યું હશે કે જેમ આવા ઘણા હલંત ઉચ્ચારમાં સ્વર લખવા છતાં ઉચ્ચારતો હલંતજ થાયછે, તેમ ખરા હલંત શબ્દમાં સ્વર મેળીને લખીશુ તોપણ તેનો ઉચ્ચાર તો કરવો જોઇએ તેમજ થશે, અને એમ છે ત્યારે લિપિમાં જાણી જોઇને નકામી ગુંચવણ શું કામ નાખ-વી? હવે પછીના લોકો આ ધારણા કબુલ કરશે કે નહિ એ શક ભરેલું છે, કેમકે વ્યુત્પત્તિ જ્ઞાન દેશમાં દિન પર દિન વધતું જાય છે, અને વખતનુ વગણ શુદ્ધ સંસ્કૃત શબ્દો લખવા તરફ સ્પષ્ટ જણાય છે. તે છતા હાલ દેશમા ચાલે છે તે તરફ જોતા અને વાચનમાળામા જે પદ્ધતિ પકડી છે તેનું પ્રયોજન કરતા આપણા કામને માટે તો આ પેટા નિયમ કહાડી શકાયછે.

ञ व्यजनात शब्दो तो शुद्ध रूपे बोलाता होय, तो ए तेमा'अ' मेळवीनेज लखवा.

બારીકીથી કામ કરવા જઇએ તો તો આટના ખુલાસા સાથે પણ આ નિયમને અમલમા આણતા ઘણી ગુંચવણ માલમ પડે. કેટલા ઉચ્ચારણો આપણને એવા માલમ પડશે કે તેના ચિન્હજ આપણી લિપિમા નથી. મોરપક્ષી ને આંબાનો મોર, કોઠીનું ઝાડ ને દાણા ભરવાની કોઠી વગેરે કેટલાએક ગુજરાતી ઉચ્ચારણોનો આપણી લિપિમાં સમાવેશ થઇ શકતો નથી, તો આરબી કે ઇંગ્રેજી ભાષાના ઉચ્ચારણો આપણે આ નિયમ પ્ર-માણે શી રીતે બરાબર લખી શકવાના હતા? આવે પ્રસંગે આપણે આ-પણા આ નિયમને કોરે મૂકવાની જરૂર છે, અથવા એમ પણ વાદ કરી શકાય કે તે શબ્દ આપણી ભાષામા આવ્યા પછી જૂદા ઉચ્ચારણનો થઇ ગયો છે, અને તેથી આપણે તેના મૂળ રૂપ પ્રમાણે લખવાને બિલકુલ બંધાએલાજ નથી. એ પણ ખરી વાતછે કે એક ભાષાની લિપિનું કામ કાંઇ બીજી ભાષાના ઉચ્ચારણો લખવાનું નથી, અને એ કાર્ય જો તે ન કરી શકે તો કાંઇ તેનો તેમા જરાએ દોષ ગણાય નહિ. દુનિઆની બધી ભાષાના ઉચ્ચારણોના ચિન્હ કરી પણ આપણે આપણી લિપિમા આણી શકીએ નહિ, અને તે આણવા જવુ એ આપણું કામ પણ નથી. એ ન "ઓ" ના જે બે ઉચ્ચાર આપણી ભાષામા ચાલેછે તેને માટે નવા

ચિન્હ કલ્પવા, કે પહેલાં ચાલતા હતા ને હમણાંજ આપણે વિસારી મુક્યા છે તેને પાછાં તાજાં કરવા એ જુદી વાત છે. ગુજરાતી લિપિમાં "ઇ" ને "ઉ" ના હ્રસ્વ ને દીર્ઘ રૂપમાં તો ભેદ રાખવાની જરૂરજ અને કેટલાએક ગ્રંથકારો એ ભેદ તો પોતાના લખવામાં રાખે પણ છે. ભેદ લિપિમાં બતાવવો એ કાંઇ અઘરૂં કામ નથી.

આપણી લિપિમાં પરભાષાના ઉચ્ચારણો સમાય તે રીતેજ અમલ લાગુ પાડવો એ આપણે ઉપર સિદ્ધ કીધું. હવે માત્ર એટલુંજ કહેવું રહ્યું છે કે ક્યા નવા ઉચ્ચારને માટે આપણી લિપિનો કયો અક્ષર વાંચન માળામાં કબુલ રાખ્યો છે. એ બાબતના ઉચ્ચારમાં કાંઇક ભેદ આવે છે. કેટલા મૂર્ધન્ય ને કેટલા દંત્ય અક્ષર લખે છે. આપણી ચોપડીઓમાં મૂર્ધન્ય કબુલ રાખ્યો છે, અને અમારા કાનને પણ એજ વધારે પસંદ પડે છે. મરાઠી ટ્રેન્સલેટર, અને તેનું દેખાદેખી થોડા એક ગુજરાતી લખનારાઓ દંતસ્થાનો અક્ષર વાપરે છે. પણ આપણે તો વાંચન માળાનો રિવાજ કબુલ કરવો જોઇએ. બીજા કેટલાએક ઉચ્ચારણને માટે ઠીક આવો નિર્વિવાદ તો નહિ પણ કાંઇએક નિયમ હાથ લાગે છે ખરો એ બધાનો સાર નીચેના પેટા નિયમમાં અમે સમાવીએ છઇએ, કે અંગરેજી ઉચ્ચારણને માટેજ ફક્ત છે. સંસ્કૃતમાં કાંઇ પંચાત નથી, અને ફારસી ઉચ્ચારણો આપણાં જેવાં છે, અથવા તેને આપણે તેવાં કરી નાખ્યાં છે.

ક. T નો ટ, D નો ડ, Z નો ઝ, ક્યાં A નો આ, Clyde શબ્દમાં ક્લાઇડ, અને Point માં પાઇંટ એ પ્રમાણે લખવું.

આ ઉપનિયમના છેલ્લા ભાગમાં એટલે "આઇ" ના ઉચ્ચારમાં ઘણી તકરાર છે. કોઇ ઐ, ને કોઇ આઇ લખે છે. એમાં "આઇ" જ વધારે પસંદ કરવા લાયક છે એમ અમે કહી શકતા નથી, પણ કમિટીનો વિચાર એ પ્રમાણેનો અમારી નજરે આવે છે.

એક બીજી તકરાર પણ આ નિયમને લગતી કહેવાની રહી જાય કેટલાએક અંગરેજી શબ્દોની વચમાં હલંત અક્ષર આવે છે, અને તેને ઘણે ઠેકાણે અકાર સહીત લખેલો જોઇએ છઇએ. એ બાબત વાંચન માળામાંથી કાંઇ ખુલાસો મળતો નથી, કેમકે કોઇ ઠેકાણે આમ ને કોઇ ઠેકાણે એમ લખ્યું છે. પણ અમે ધારીએ છઇએ કે અહીંયા તો કંઇ

गूजरात शाळापत्र

પુસ્તક ૧૧ મું. સપ્ટેમ્બર સને ૧૮૭૨. અંક ૧૦ મો.

# જોડણીના નિયમનું અર્થગ્રહણ.

ગયા અંકમાં જોડાક્ષરમાં હકાર લખવા વિષે ચર્ચા ચલાવી હતી. એ વિષે અમારો વિચાર નિષ્પક્ષપાત તુલના કરતાં કેવો આવે છે તે પણ અમે જણાવ્યું હતું. એ વાંચતાં સર્વેની ખાત્રી થઇ હશે કે અમારો વિચાર માન્ય થાઓ કે નહિ, પણ એ બાબત કોઇ પણ નિયમ કરવાની બહુજ જરૂર છે. હાલ આપણી જોડણીઓના નિયમોથી એ પ્રકારની અડચણોનું સમાધાન થઇ શકતું નથી, અને તેથી અમે જે એ સંબંધના જૂદા જૂદા પ્રકાર બતાવ્યા તેમાંથી કોઇ પણ નિયમ આ ખાતાએ પસંદ કરવો એ અવશ્યનું કામ છે. હમણાં જે અમે આ અંકમાં ખામીઓ બતાવીએ છીએ તે એવી જરૂરી અડચણ કરનારી નથી, તોપણ તે ઉપર પણ કાંઇ લક્ષ પહોંચાડવામાં આવે તો જોડણીના નિયમો બધી રીતે જોઇએ તેવા થઇ રહે.

### અનુસ્વારના ઉચ્ચાર.

૨. પંચ, કંઠ, અંગ, અંબા વગેરે શબ્દોમાં જે અનુસ્વાર આવેછે તેને ઠેકાણે આપણા જે ત્રણ સંસ્કારી તે સ્થાનને લાયકનો અનુનાસિક અક્ષર લખે છે: જેમકે, પઞ્ચ, કણ્ઠ અઙ્ગ, અમ્બા. આ રીત બેશક વધારે ખરી છે. સંસ્કૃતમાં આ રીતેજ લખાય છે. પણ એ રીતના સામો મોટો વાંધો એ છે, કે એ રીતે લખવું બહુજ અઘરૂં છે. ઙ, ને ઞ એ બે અક્ષર તો જોડવા એટલા કઠણ છે કે તેની વાતજ ન પૂછવી. આવી અઘરી લિપિ કદી પણ સાધારણ વ્યવહારમાં ચાલી શકેજ નહિ. સાતે ચોપડીમાં એ રીતનો ત્યાગ પણ મુખ્યત્વે કરીને આ કારણને લીધેજ કીધો છે, એ રીતની સામા બીજી એક એવી પણ તકરાર કોઇ વખત

સાંભળવામાં આવેછે કે એ બધું પાંડિત્ય નિરર્થક છે, કેમકે એ અનુસ્વારનો ઉચ્ચાર અનુસ્વારસંધિ પ્રમાણે એની મેળેજ એ લોકો નકામી મહેનત લઇને લખે છે તે મુજબજ થવાનો; જેમકે, પંચશબ્દમાં અનુસ્વારની જોડે ચ અક્ષર આવેલો છે એટલે તે વર્ગનો અનુનાસિક જે "ન" તેજ એ ઠેકાણે બોલાવાનો. માટે એવી તકરાર લેવામાં આવે છે કે એમ છે, તો વાંચનારે એ નિયમ જાણવો અને તે પ્રમાણે વાંચવું.

અમે ઉપલો પૂર્વપક્ષ સર્વાંગ કબુલ કરી શકતા નથી. એ વાત ખરી, કે ઘણા શબ્દમાં ઉપર કહેલો સંધિનિયમ જાણ્યાથી બરાબર વંચાઇ શકે છે, પણ તેની સાથે એ વાત પણ ખરી છે, કે ઘણા શબ્દ એવા આવે છે કે જેમાં એ સંસ્કૃત વ્યાકરણનો નિયમ બિલકુલ લાગુ પડી શકતો નથી. દાંત, તાંત, કાંતવું, રાંધવુ, રાંડ વગેરે ભાષામાં અનેક શબ્દો છે તેમાં એ સંધિનિયમ પ્રમાણે અનુસ્વારનો ઉચ્ચાર થતોજ નથી. ઉપલા નિયમ પ્રમાણે વાંચવાનુ કહ્યું હોયતો દાંતને દાન્ત વગેરે શામાટે ન વાંચે એ અમે કહી શકતા નથી. કદાપિ એ જાણીતા શબ્દમાં એવી ગુંચવણ ન જણાય, પણ અજાણ્યા શબ્દમાં તો ગબડીપડ્યા વગર રહેનાર નહિ. ઘણા છોકરાને અમે કાંત (ધણી ), પદાંત, પ્રગલ્ડ વગેરે ઘણા શબ્દમાં અનુસ્વારનો ખોટો ઉચ્ચાર કરતા સાંભળ્યા છે. તેઓ દાંતમાં જેવો અનુસ્વારનો ઉચ્ચાર કરે છે તેવોજ કાંતમાં કરે છે, અને તેઓ એમ કરે એમા કાંઇ નવાઇ પણ નથી. પરદેશીઓને તો અનુસ્વાર ભેદ બરાબર ઓળખવો એ અશક્યજ થઇ પડશે: ખરૂં જોઇએ તો ગુજરાતીમાં બે તરેહના અનુનાસિક ઉચ્ચાર છે. એક તો સંસ્કૃતમાં જોર બધે બોલાય છે તેવો, અને બીજો તેજ ઉચ્ચાર મોળો પડી જઇને કાંઇ, છોકરૂં, દાંત વગેરે શબ્દોમાં બોલાયછે તેવો. ઉપલા અનુસ્વારને સંસ્કૃત અનુસ્વાર કહીએ, તો બીજાને પ્રાકૃત અનુસ્વાર કહી શકાય, કેમકે એ અનુસ્વાર પ્રાકૃત ભાષાઓમાંજ નવું ઉત્પન્ન થયું છે. સંસ્કૃત અનુસ્વારને સંપૂર્ણ અનુસ્વાર અને પ્રાકૃત અનુસ્વારને અપૂર્ણ અનુસ્વાર કહીએ તો પણ ચાલે, એ બે અનુસ્વારને નામ ગમેતે આપીએ પણ એ બેના ઉચ્ચારમાં જે ભેદ છે તે લક્ષમાં રાખવા જોગ છે. એ બેનો ઉચ્ચાર

બહુજ જૂદો છે, અને બંનેને લખવાની રીતમાં પણ કાંઇ ભેદ હોય તો બેશક વધારે સારૂં. એ ભેદવિના વાંચનારા ઉપર કહ્યું તે પ્રમાણે કદી પણ ભરમાયા વિના રહેવાના નહિ.

ઉપર અમે પ્રાકૃત અનુસ્વારને સંસ્કૃત અનુસ્વારથી ઓળખાવવાની જરૂર વિષે કહ્યું, તો પણ જે અધરી રીતે સંસ્કૃતમાં લખાયછે તે રીતની પક્ષ તો અમે કરી શકતા નથી. એ રીત તો અમે કહ્યું તે પ્રમાણે સંસાર વ્યવહારના દર રોજના કામમાં કદી વાપરી શકાય એવી નથી, અને હમણા જ બતાવ્યું તે પ્રમાણે કાંઇ ભેદ રાખવાની જરૂર તો છે ખરી. ત્યારે હવે કરવું શું? અમે ધારીએ છઇએ કે એ બધાં હરકતને દૂર કરવાનો ટુંકો રસ્તો એજ છે કે ભાષામાં બે અનુસ્વારછે તો તેના બે ચિન્હ કલ્પવાં. એક બિંદુ રૂપ અનુસ્વાર તો છેજ, અને તે સંસ્કૃતમાંથી આવેલું છે તેથી સંસ્કૃત અનુસ્વારને માટેજ તેને રાખવું. હવે ફક્ત પ્રાકૃત અનુસ્વારનું ચિન્હ કલ્પવાનું રહ્યું. એનો ઉચ્ચાર અરધો થાયછે તેથી જો તેવું અર્ધ બિંદુ અથવા અર્ધ ચંદ્રાકાર ચિન્હ રાખ્યું હોય તો બધી હરકત દૂર થાય, અને બને પક્ષની તકરારોનું સમાધાન થાય; જેમકે દંત, અને દાઁત. આ ચિન્હ અમારી કલ્પનાનું છે એમ નથી. અમે દયારામકૃત સાતસૈયાનું છપેલું પુસ્તક એક જોયું હતું તેમાં બધે પ્રાકૃત અનુસ્વાર આજ રીતે લખેલું હતું, અને અમે સાંભળ્યું છે કે હિંદુસ્તાનમાં વ્રજભાષાના પુસ્તકો એજ રીતે લખાયછે. તેથી આ રીત આપણામાં દાખલ કરીએ તો કાંઇ નવો વધારો કીધો એમ પણ કહેવાય એવું નથી એમ અમને લાગેછે. ઉપર જે બધું કહ્યું તેનું દોહન અમે નીચે નિયમ રૂપે બાળબોધ અક્ષરમાં મૂકીએ છઇએ.

संस्कृत अनुस्वार होय तो बिंदु अने प्राकृत अनुस्वार होय तो तेने ठेकाणे अर्धचंद्रयुक्त बिंदु काढवुं.

## મહા પ્રાણીનું દ્વિત્વ.

આ બાબત પણ થોડો એક ખુલાસો કરવો જરૂર જણાયછે. પથ્થર, ઝાડ્ડી વગેરે ઘણા શબ્દોમાં બે મહાપ્રાણી અક્ષરને આપણે જોડીએ છઇએ તે

સાંભળવામાં આવેછે કે એ બધું પાંડિત્ય નિરર્થક છે, કેમકે એ અનુસ્વાર નો ઉચ્ચાર અનુસ્વારસંધિ પ્રમાણે એની મેળેજ એ લોકો નકામી મહેનત લઇને લખે છે તે મુજબજ થવાનો; જેમકે, પંચશબ્દમાં અનુસ્વારની જોડે ચ અક્ષર આવેલો છે એટલે તે વર્ગનો અનુનાસિક જે "ન" તેજ એ ઠેકાણે બોલાવાનો. માટે એવી તકરાર લેવામાં આવે છે કે એમ છે, તો વાંચનારે એ નિયમ જાણવો અને તે પ્રમાણે વાંચવું.

અમે ઉપલો પૂર્વપક્ષ સર્વાંગ કબુલ કરી શકતા નથી. એ વાત ખરી, કે ઘણા શબ્દમાં ઉપર કહેલો સંધિનિયમ જાણવાથી બરાબર વંચાઇ શકે છે, પણ તેની સાથે એ વાત પણ ખરી છે, કે ઘણા શબ્દ એવા આવે છે કે જેમાં એ સંસ્કૃત વ્યાકરણનો નિયમ બિલકુલ લાગુ પડી શકતો નથી. દાંત, તાંત, કાંતવું, રાંધવું, રાંડ વગેરે ભાષામાં અનેક શબ્દો છે તેમાં એ સંધિનિયમ પ્રમાણે અનુસ્વારનો ઉચ્ચાર થતોજ નથી. ઉપલા નિયમ પ્રમાણે વાંચવાનુ કહ્યું હોયતો દાંતને દાન્ત વગેરે શામાટે ન વાંચે એ અમે કહી શકતા નથી. કદાપિ એ જાણીતા શબ્દમાં એવી ગુંચવણ ન જણાય, પણ અજાણ્યા શબ્દમાં તો ગભડીપડ્યા વગર રહેનાર નહિ. ઘણા છોકરાને અમે કાંત (ધણી), પદાંત, ઘરકાંડ વગેરે ઘણા શબ્દમાં અનુસ્વારનો ખોટો ઉચ્ચાર કરતા સાંભળ્યા છે. તેઓ દાંતમાં જેવો અનુસ્વારનો ઉચ્ચાર કરે છે તેવોજ કાંતમાં કરે છે, અને તેઓ એમ કરે એમા કાંઇ નવાઇ પણ નથી. પરદેશીઓને તો અનુસ્વાર ભેદ બરાબર ઓળખવો એ અશક્યજ થઇ પડશે; ખરૂં જોઇએ તો ગૂજરાતીમાં બે તરેહના અનુનાસિક ઉચ્ચાર છે. એક તો સંસ્કૃતમા જોર બર્યો બોલાય છે તેવો, અને બીજો તેજ ઉચ્ચાર મોળો પડી જઇને કાંઇ, છોકરૂં, દાંત વગેરે શબ્દોમાં બોલાયછે તેવો. ઉપલા અનુસ્વારને સંસ્કૃત અનુસ્વાર કહીએ, તો બીજાને પ્રાકૃત અનુસ્વાર કહી શકાય, કેમકે એ અનુસ્વાર પ્રાકૃત ભાષાઓમાંજ નવું ઉત્પન્ન થયું છે. સંસ્કૃત અનુસ્વારને સંપૂર્ણ અનુસ્વાર અને પ્રાકૃત અનુસ્વારને અપૂર્ણ અનુસ્વાર કહીએ તો પણ ચાલે, એમ અનુસ્વારને નામ ગમેતે આપીએ પણ એ બેના ઉચ્ચારમાં જે ભેદ છે તે લક્ષમાં રાખવા જોગ છે. એ બેનો ઉચ્ચાર

ઉચ્ચાર તો સ્વાભાવિક જેમ થતો જોઈએ તેમજ કરવો, પણ લિપિમાં બે મૂળાક્ષરોને જોડતાં આવશે આવો નહિ એવો એ પ્રાકૃત વૈયાકરણી ઓનો વિચાર હશે; અને એમ આપણે પણ કરીએતો કાંઇ ઝાઝી હરકત જણાતી નથી. ઉચ્ચારતો થવાનો છે તેમજ થશે, ત્યારે ચાલતી રીતિમાં નકામો ફેરફાર કરવાની શી જરૂરછે? લખવું કાંઇ ને વાંચવું કાંઇ એ લિપિની અપૂર્ણતા તો ખરી એમાં સંદેહ નહી, પણ સવાલ એ છે કે જે અપૂર્ણતાથી ખરેખરી વાંચવામાં હરકત પડતી નથી તે અપૂર્ણતાનું ક-લંક દૂર કરવાને સારૂ ચાલતી જોડણીમાં ફેરફાર કરવો, અને તે ફેરફાર એવો કે લખતાં પણ અઘરૂં પડે. એ પસંદ કરવા જોગછે, કે શુદ્ધ નિષ્ક-લંક જોડણી લખવી એ પસંદ કરવા જોગછે?

આ બે પક્ષમાંથી કોને વધારે વજન આપવું એ અમે નક્કી કરી શકતા નથી, અને જ્યાં સુધી નવો માર્ગ વધારે સારો સિદ્ધ થયો નથી ત્યાં સુધી જૂનાનેજ વળગી રહેવું એવો અમારો હમેશાં વિચાર છે.

(સંપૂર્ણ.)

---

## પવન

૧ ગતિવાળી હવાને પવન કહેછે.

પવનનું મૂળ અને મુખ્ય કારણ ઉષ્ણતા છે. જ્યારે હવાનો કોઇ ભાગ આસપાસની હવા કરતાં વધારે ગરમ થઇ જાય છે, ત્યારે તે હવા પાતળી થાય છે. પાતળી થવાને લીધે તે હવા ઉંચી ચઢે છે, અને તે ખાલી પડેલી જગા ભરવાને માટે આસપાસની હવા તે ઠેકાણે ચારે તરફથી ધસી આવે છે. આરીતે હવાના બે પ્રવાહ ઉત્પન્ન થાય છેઃ-એક ગરમ હવાનો ઉપર ચઢતો પ્રવાહ, અને બીજો તે ઠેકાણેની સપાટીની સાથે સમાંતર ચાલનારો ગરમ હવાનો પ્રવાહ. જ્યાંસુધી બધી હવાની ઉષ્ણતા સરખી થઇ જશે, ત્યાંસુધી આ બે પ્રવાહ ચાલ્યાજ કરશે. ઉપલો પ્રવાહ જેમ જેમ ઉપર ચઢતો જશે તેમ તેમ પોતાની ગરમી બીજી આસ પાસની હવામાં આપતો જશે, અને જ્યારે એરીતે ગરમી ઓછી થતાં થતાં આસપાસની હવા જેટલીજ ગરમી રહેશે, ત્યારે તે ત્યાં અટકશે, તેજ વખતે ઠંડી હવાના બેના ઉભા પ્રવાહ તે ઠેકાણે આવીને ગરમ થતા જશે,

અને ઉપર ચઢતા જશે. જ્યારે એ ઠેકાણેની ગરમી આસપાસની હવા જેટલીજ થઇ જશે, ત્યારે એ પ્રવાહ બંધ પડશે.

એજ કારણથી રસોડાના બારણા આગળ બહારથી ઠંડી હવાની લહેરો આવે છે, અને ચૂલા ભણી ચાલી જાયછે. સૌથી ગરમ હવા ચૂલાના માથા ઉપર હોય છે તેનું કારણ પણ એજ.

વળી, કોઇ ઠેકાણે ઉષ્ણતાનો એકાએક વધારો થયાથી ત્યાંની હવા પ્રસારણ પામે છે, અને ઘટાડો થવાથી સંકોચન પામેછે. ગમે તે રીતનો હવાના કદમાં આમ ફેરફાર થવાથી આસપાસની હવા ઉપર અસર થયા વિના રહેજ નહિ. તે ફૂલે તો આસપાસની હવા આઘકી આઘને આઘી ધસે, અને સંકોચન પામે તો તે ત્યાં ધસી આવે. એ બંને રીતે હવામાં પ્રવાહ ચાલશેજ.

તેમજ, ભેજ એ પણ હવામાં ગતિ ઉત્પન્ન કરનારૂં એક કારણ છે. ભેજથી હવાનું વિશિષ્ટગુરૂત્વ વધે છે, અને એ કારણથી હવા ભારે થઇ કે પવન પેદા થાય છે. ઠંડી હવા કરતાં ગરમ હવા પોતામાં વધારે ભેજનો સમાવેશ કરી શકે છે.

૨ પવનનો વેગ કલાકમાં એક માઇલથી તે ૧૦૦ માઇલ સુધીનો હોયછે. એક માઇલનો વેગ હોય છે ત્યારે તો ભાગ્યેજ આપણને માલમ પણ પડી શકે છે, અને જ્યારે ૧૦૦ માઇલનો હોય છે ત્યારે તો ઘર પાડી નાંખેછે, મોટાં મોટાં ઝાડોને મૂળમાંથી ઉખેડી નાંખે છે, અને તેની ડાળીઓ ને હવામાં ક્યાંની ક્યાં ઉરાડી મૂકે છે. જેને આપણે પવનની મંદ લહેર કહીએ છે તેમાં ૧૦ માઇલનો, સૂસવાટા વાળા પવનમાં ૨૦ માઇલનો, તોફાના પવનમાં ૫૦માઇલનો, અને વાવાઝોડાના સપાટામાં ૮૦ માઇલનો વેગ હોયછે.

૩ પવનના ઉપયોગ. બધી જાતના પવન દરેક દેશની હવા મુકરર કરવામાં અને તેમાં ફેરફાર કરવામાં અગત્યના સાધન છે. પવન વડે એક પ્રદેશની ઠંડી કે ગરમ ભભેલી હવા બીજા પ્રદેશમાં જાય છે; અને તેઓ વડેજ એક દેશના ઠંડા કે ગરમ પાણીને બીજા દેશમાં લઇ જનારા સમુદ્રપ્રવાહ પણ ઘણું કરીને ઉત્પન્ન થાય છે. વરસાદ વગેરે ઉત્પન્ન કર-

વામાં તો તેઓ ઘણાજ અગત્યના છે. વળી પવનની નિરંતર લહેરોથી વાતાવરણની ઉષ્ણતાનું સમતોલન થઇ જાય છે. ભૂસ્તર વિદ્યાની નજરે જોતાં તેઓ એક ઠેકાણેથી છૂટા પડેલા ઉપલા પદાર્થોને ઘસડી લઇ જવામાં, ઢગલા કરવામાં અને તેની નવી ગોઠવણ કરવામાં ઘણા કામના છે. એક દેશની વનસ્પતિનાં બીયાં બીજા દેશમાં લઇ જઇને વાવવાનું કામ પણ તેઓ તથા તેઓથી ઉત્પન્ન થએલા સમુદ્ર પ્રવાહ ઘણી સારી રીતે કરે છે. તેઓની મદદથીજ દૂર દેશોનો ઘણો અંગ વ્યાપાર ચાલે છે, અને તે ગમે તેવો ચંચળગુણનો છે તો પણ તેની મદદ વડે માણસ પોતાના સંચાના ચક્ર ચલાવી શકેછે.

૪. પવનના વર્ગ મુખ્ય ત્રણ પાડવામાં આવેછેઃ નિત્યવાહી એટલે એકજ દિશા તરફથી બારેમાસ આવ્યા કરનારો પવન, સમયવાહી એટલે એક દિશાથી અમુક અમુક વખતે આવનારો પવન, અને સ્વરચ્છંદવાહી એટલે કાંઇ પણ ધોરણ વિના મરજીમાં આવે ત્યારે આવનારો પવન.

૫. પવનપ્રદેશ પૃથ્વી ઉપર ચાર મોટા પડી શકેછેઃ શાંત વાયુનો પ્રદેશ, નિત્યવાહી પવનનો પ્રદેશ, સમયવાહી પવનનો પ્રદેશ, અને સ્વરચ્છંદવાહી પવનનો પ્રદેશ.

૬. શાંતવાયુનો પ્રદેશ, એ વિષુવ વૃત્તના ઉત્તર દક્ષિણે થોડા અંશનો એક નાનો પટોછે. એ પટાની સરાસરી પોહોળાઈ બધી મળીને છ સાત અંશની છે. આ પ્રદેશની મધ્યરેખા વિષુવ વૃત્તની ઉપરજ પડતી નથી, કેમકે ઉત્તર ગોળાર્ધમાં વધારે જમીન આવવાના કારણથી પૃથ્વી ઉપર ઘણામાં ઘણી ઉષ્ણતાની લીંટી વિષુવ વૃત્તની ઉત્તરે જાયછે. તેથી શાંતવાયુના પ્રદેશનો ઘણો ભાગ વિષુવ વૃત્તની ઉતરેજ આવેછે. એ પ્રદેશની હદ ફરતીછે. જુલાઇ અને આગષ્ટ માસમાં, જ્યારે કે સૂર્ય છેક ઉત્તર ગોળાર્ધમાં ઊંચે જતો રહ્યો હોયછે, ત્યારે એની હદ ઉત્તર અક્ષાંશ ૭ અને ઉત્તર અક્ષાંશ ૧૨, અથવા એથી કાંઇ વધારેની વચમાં હોયછે; અને માર્ચ અપ્રેલમાં દક્ષિણ અક્ષાંશ પાંચ અને ઉત્તર અક્ષાંશ બેની વચમાં હોયછે; આ પ્રમાણે આ પટો વરસ દહાડામાં ૧૦ અંશની ઉપર ફરી વળેછે, અને હમેશાં એની હદ બદલાતી જાયછે. એ પ્રદેશમાં હમેશાં ઘણું કરીને કેવળ શાંતતાજ હોય

છે, અને પવનનું જરાએ લહેરૂં આવતું નથી. તેની સાથે તાપતો અહિંયા અત્યંત જ. આ શાંતતાના પ્રદેશનું નામ સાંભળીને નાવિકો બીહેછે. મહીનાના મહીના એ પ્રદેશમાંથી મુસાફરી કરતાં ચાલ્યા જાયછે અને તોએ વાહાણનો છૂટકો થતો નથી. પણ કોઇ કોઇ વખતે અહીંયા અણચિંતવ્યો પવન નીકળેછે, કડાકા થાયછે, વીજળીઓ ચમકારા મારી રહેછે, અને મૂશળધારે વરસાદ ખૂબ તૂટી પડેછે. કોઇ કોઇ વખત પવનની લહેર આવેછે પણ તે એક કલાકમાં હજારો દિશાની થઇને આખર પરવારી રહેછે.

૭. નિત્યવાહી પવનનો પ્રદેશ. એ શાંતવાયુના પ્રદેશની ઉત્તરે અને દક્ષિણે બંને તરફ આવેલોછે. ઉત્તરે ૨૮ અક્ષાંશ સુધી અને દક્ષિણે ૨૫ દક્ષિણ અંક્ષાંશ સુધી એ ગએલોછે. શાંતવાયુના પ્રદેશ તરફની હદ તો ફરતીજ, કેમકે, ઉપર સમજાવ્યું તેમ તે પ્રદેશનીજ હદ મુકરર નથી. પણ તેમજ આ પ્રદેશની ઉત્તર દક્ષિણ હદ પણ ફરે છે ખરી. ઉત્તર ગોળાર્ધમાં જ્યારે ઉન્હાળો થાયછે, ત્યારે નિત્યવાહી પવનની હદ ઉત્તરમાં કેટલાએક અંશ ઉપર ચઢે છે; અને જ્યારે દક્ષિણ ગોળાર્ધમાં ઉન્હાળો હોય છે ત્યારે તેની હદ દક્ષિણમાં નીચે ઉતરે છે. આ પ્રમાણે અગર જો આ પ્રદેશની બન્ને તરફની હદ ફરતી છે તોપણ તેમાં દરેક ગોળાર્ધમાંના ૧૨ કે ૧૫ અંશનો એકો પટો આવે છે તેમાં તો હમેશાંજ નિત્યવાહી પવન માલમ પડે છે. આ પટામાં તે ઠેકાણેના પરિધનો ⅓ કરતાં વધારે ભાગ આવી જાય છે, ફકત ⅔ ભાગ જે રહ્યો તેમાં સામવાહી પવન હોયછે.

આ પ્રદેશમાં હમેશાં ઘણું કરીને પૂર્વથી પશ્ચિમ તરફનોજ પવન હોય છે અથવા બરાબર કહીએ તો ઉત્તર ગોળાર્ધનો નિત્યવાહી પવન ઇશાન તરફનો, અને દક્ષિણ ગોળાર્ધનો તે અગ્નિકોણ તરફનોજ હોયછે.

આ પ્રદેશમાં આટલાંટિક અને પાસિફિક મહાસાગર આવેલા છે. એ બે મહાસાગરના નિત્યવાહી પવન તેના ઉપર મુસાફરી કરનારાઓને ઘણા ઉપયોગના છે. એ કારણથી એને વ્યાપારપવન કહે છે. એનાથી પશ્ચિમ તરફની મુસાફરી ઘણી સહેલી થઇ જાય છે. એ વ્યાપાર પવનની સહાયતાથીજ કોલંબસ પોતાના સાહસ કર્મમાં સિદ્ધિ પામ્યો. આ-

ગેલને પાસિફિકને પાર કીધો અને પૃથ્વી પ્રદક્ષિણા કીધી તે પણ આ પવનના પ્રતાપે.

દરિઆ ઉપરજ વ્યાપારપવન પોતાની અસર જણાવેછે એમ નથી. આમાઝાનની ખિંડમાં રાઓનિગ્રોના મુખ સુધી એટલે મહાસાગરથી ૯૦૦-૧૦૦૦ માઇલ દૂર પણ એ પવન જાય છે.

૭ સમયવાહી પવન હિંદી મહાસાગર અને તેના કિનારાપરના દેશ ઉપર વાહેછે. જે અક્ષાંશોના વચમાં આટલાંટિક અને પાસિફિક મહાસાગરની ઉપર વ્યાપારપવન ચાલેછે તે અક્ષાંશોની વચમાંજ અહિંયાં સમયવાહીપવન વાહે છે. ફેર એટલોજ કે બારે માસ એક તરફનોજ પવન આવ્યાને બદલે અહીંયાં છ મહીના એક દિશાનો પવન હોય છે, અને બીજા છ મહીના બીજી દિશાનો પવન હોય છે. હિંદી મહાસાગરના ઉત્તર ભાગમાં એટલે વિષુવવૃત્તની પાસેથી તે એશિયા ખંડના કિનારાપરના દેશો સુધીમાં શિયાળામાં અથવા આક્ટોબરથી તે માર્ચ સુધીમાં ઈશાન તરફનો પવન રહે છે; અને ઉન્હાળામાં એટલે એપ્રિલથી સપ્ટેંબર સુધીમાં નૈરૂત્યખૂણાનો પવન હમેશાં આવેછે. વિષુવવૃત્તની દક્ષિણથી મકરવૃત્ત સુધી હિંદીમહાસાગરમાં અગ્નિખૂણાનો પવન ત્યાંના શિયાળામાં એટલે એપ્રિલથી સપ્ટેંબર સુધીમાં વાહેછે, અને વર્ષના બીજા અર્ધમાં આસ્ટ્રેલિઆના કિનારાની પાસે વાયવ્ય ખૂણાનો તથા આફ્રિકાના કિનારા ઉપર ઈશાન ખૂણાનો પવન માલમ પડેછે. આવી રીતના સમયવાહી પવનને મોસમનો પવન કહેછે. મલાય ભાષામાં મૌનસૂન શબ્દછે તે ઉપરથી એ નામ નીકળ્યું કહેવાયછે, અને તેનો મૂળ અર્થ આપણી ભાષામાં હાલ થાયછે તેમજ રૂતુ એવો થાયછે.

વિષુવવૃત્તથી કોઇ અમુક જગા જેટલી દૂર, તેટલી મોડી ત્યાં મોસમનો પવન શરૂ થાયછે. મલબાર કાંઠા ઉપર (૮-૯ અક્ષાંશ આગળ) નૈરૂત્ય તરફનો મોસમનો પવન આઠમી એપ્રિલે, મુંબાઇ (૧૦ અક્ષાંશ આગળ) ૧૫ મી મેએ, અરબસ્તાનમાં આફ્રિકાના કિનારા કરતાં એક માસ પહેલો; અને સિંહલદ્વીપના ઉત્તર ભાગમાં કર્મંડળ કિનારા કરતાં પંદર વીસ દહાડા વહેલો શરૂ થાયછે.

વર્ષારૂતુ.—મોસમનો પવન એક દમ બદલાઇ જતો નથી. એને બદલા

તાં વાર લાગેછે, અને એટલામાં શાંતતા, તોફાનો, અને સ્વચ્છંદી પવનો પુષ્કળ આવી જાયછે. તેમાં ઉન્હાળાની મોસમનો પવન અથવા નૈરૃત્ય ખૂણાનો પવન શરૂ થતાં પહેલાં ઘણા મોટા ચમત્કારો થઇ જાયછે. પ્રથમ તો હવા વરાળથી ભરાઇ જાયછે, આકાશ પોતાનું સુરમા સરખું શામ અને ગંભીર રૂપ ધારણ કરેછે, અને કોઇએ જાણે બધા વાતાવરણને બાંધી લીધું હોય તેમ એકે પાતરૂં પણ હાલી ચાલી શકતું નથી; અને એટલો બધો ધામ પડેછે કે પ્રાણી માત્રને દમ સેવો પણ સૂઝતો નથી. પણ આખરે એ હવા છેક પાતળી થઇને ઉપર ચઢી જાય છે, અને તેની જગોએ સમુદ્ર તરફની હવા આવવા માંડેછે. એમ કરતાં કરતાં વીજળીઓના ચમકારા થવા લાગેછે, અને જાણે આકાશ તૂટી પડ્યું હોય એવા મોટા કડાકાઓ કરતો વરસાદ પોકારતી જમીનની ઉપર મોટા ધોધની માફક તૂટી પડેછે. થોડા કલાકમાં નદી નાળાં ઉભરાઇ જાયછે, અને આખો દેશ રેલરેલ થઇ રહેછે. વર્ષાૠતુ સમવાહી પવનનાજ પ્રદેશમાં નિયમિતછે. બીજે ઠેકાણે તો વરસાદ બારેમાસ ગમે ત્યારે આવેછે.

જેમ ઉત્તર અને દક્ષિણ વ્યાપારપવનની વચ્ચે શાંતવાયુનો પ્રદેશ આવેછે, તેમ કાંઇ હિંદીમહાસાગરના ઉત્તર અને દક્ષિણ સમયવાહી પવન વચ્ચે શાંતતાનો ભાગ આવેછે એમ બરાબર બતાવી શકાતું નથી. દક્ષિણ હિંદીમહાસાગરનો અગ્નિ ખૂણાનો પવન ધીમે ધીમે ઉત્તર હિંદીમહાસાગરમાં જે નૈરૃત્યનો ચાલેછે તેવો થઇ જાયછે.

જેમ મોસમ બદલાવાની વખત બધે એક નથી, તેમજ પવનની દિશા પણ બધે બરાબર સરખી છે એમ ન જાણવું. હિંદુસ્તાનની મોસમનો, અરબસ્તાન અને પૂર્વ આફ્રિકાની મોસમનો પવન, અને આસ્ટ્રેલિયાના વાયવ્ય ખૂણા તરફની મોસમનો પવન, એ ત્રણેની દિશા જૂદી છે, અને તે દેશના આકાર વગેરે ઉપર આધાર રાખે છે.

ઉપર આપણે હિંદી મહાસાગરનાજ મોસમના પવન વિષે બોલ્યા, પણ ત્યાંજ એવો સમયવાહીપવન થાય છે એમ ન જાણવું. જે મહાસાગરોમાં નિત્યવાહીપવન વાહે છે તે મહાસાગરોના પણ કિનારા આગળ તો વ્યાપારપવન ફેરવાઇને મોસમનો થઇ જાય છે. આફ્રિકાના પશ્ચિમ કિનારાના ઘણા ભાગ ઉપર ઉન્હાળામાં પશ્ચિમનો પવન થાયછે

અને એવા પ્રદેશની હદ છેક આટલાંટિક મહાસાગરના મધ્ય ભાગમાં કિનારાથી હજાર મૈલ સુધી પહોંચે છે, એ પ્રદેશનો આકાર ફાચર જેવો છે, જેનો પાયો આફ્રિકા ખંડના કિનારા ઉપર અને મથાળું આમેઝાનના મુખથી ૧૦ કે ૧૫ અંશ દૂર રહે છે. એજ પ્રમાણે મધ્ય અમેરિકાના પશ્ચિમ કિનારા આગળ ઉત્તર પાસિફિકનો વ્યાપારપવન વિકાર પામે છે, સેંડવિચ અને ઓસાયઠી જેવા ટાપુઓની પણ ત્યાંના નિત્યવાહી પવન ઉપર અસર થયા વિના રહેતી નથી

દરિયાઇલહેર, અને જમીનની લહેર; એ પણ એક જાતના સમવાહી પવન છે. દરિયાકિનારાના બધા મુલકોમાં એ લહેર માલમ પડે છે, પણ એનું ખરેખરૂં જોર ઉષ્ણ કટિબંધની પાસેના ભાગમાં હોયછે. દરિયા તરફથી જે લહેર આવે તે દરિયાઇ અને જમીન તરફથી આવે તે જમીનની લહેર કહેવાય છે. આ લહેર આવવાની બધે ઠેકાણે સરખો વખત નથી, પણ સાધારણ રીતે બોલીએ તો સૂર્યોદયમાં એકાદ કલાક બાકી હોય છે ત્યારે જમીન તરફની લહેર, અને સૂર્ય આથમવાની લગભગે સાંજરે દરિયાઇ લહેર શરૂ થાય છે. એ પ્રમાણે દરરોજ ઘણું કરીને થયા કરે છે. કેટલેએક ઠેકાણે એ લહેર ઘણા કોશ સુધી ચાલી જાય છે, અને કેટલેએક ઠેકાણે થોડાજ માઇલ જઇને અટકી પડે છે.

કોઇ કોઇ નદીને કિનારે પણ એવીજ લહેરો સાંજ સવારે આવેજા કરે છે.

૮. સ્વચ્છંદવાહીપવન. વ્યાપાર પવનની હદની પેલી તરફ સ્વચ્છંદ વાહી પવન ચાલે છે. તે પવનની દિશાનો કે વખતનો કાંઇ નિર્ધાર નથી. તે છતાં એ પ્રદેશમાં આવેલા મહાસાગરોમાં પવન કાંઇ નિયમિત છે ખરો. એમાં મધ્યમઅક્ષાંશનો અને ધ્રુવતરફનો એ બે મુખ્ય છે. એ પવનો ઉષ્ણકટિબંધના પવનો જેવા નિયમિત નથી, તો પણ નિયમ પ્રમાણે વાય એવા દહાડા સારા સારી વધારે થાયછે અને તેથી તેને નિત્યવાહીમાં પણ ગણ્યા હોયતો ચાલે.

મધ્યમઅક્ષાંશનો પવન, એ વ્યાપાર પવનની ઉલટી દિશામાં વાહેછે; એટલે પશ્ચિમ તરફથી આવેછે અને પૂર્વમાં જાયછે, એ પવનની મદદ વડેજ

જાવક નંબર ૩૩૪ સને ૧૮૭૨-૭૩

| નંબર. | નિશાળનું નામ. | ઇનામ વેંહે ચાની તારીખ. | રૂપિઆની રકમ. | શી બાબતમાં | આપનારનાં નામ. |
|---|---|---|---|---|---|
| ૧ | ચીકલી તાલુકા સ્કુલ. | ૧૪-૧૨-૭૧ | ૩-૦-૦ | રીડીંગ રૂમમાં | ૩-૦-૦ મેહેરવાન પેરટનજી સાહેબ સેકંડ આસીસ્ટંટ કલેકટર. |
| ૨ | પાલ પ્ર.ગોથાણી. | ૭-૧૨-૭૧ | ૧-૦-૦ | છોકરાને ઇનામ | ૧-૦-૦ શેઠ રામજી જગાજી. |
| ૩ | બારડોલીકન્યાશાળા | ૩૦-૮-૭૧ | ૧-૦-૦ | છોકરીને ઇનામ | ૧-૦-૦ત્રંબકરામ બાપુજી મામલતદાર સાહેબ. |
| ૪ | તડકેશ્વર. | ૩૧-૧-૭૨ | મીઠાઈ. | છોકરાને ઇનામ | મેહેરબાન થર્ડ આસિસ્ટંટ કલેકટર મેહેરબાન જે. એન. બેન સાહેબ. |
| ૫ | બોધાન. | ૭-૧-૭૨ | ૮-૦-૦ | મેહેતાજીને ઇનામ | ગામના લોકો તરફથી. |
| | | | ૦-૮-૦ | છોકરાને ઇનામ | |
| ૬ | ચીકલી તાલુકા સ્કુલ. | ૩૧-૧૨-૭૧ | ૭૧-૦-૦ | રીડિંગ રૂમમાં | ૫૧-૦-૦ શેઠ દીનશાજી માણેકજી પીટી ૧૦-૦-૦ અરદેશર ડોસાભાઈ મુનસી ૫) ફરામજી બોમાનજી બાન ૫) કાવસજી ફરામજી. |
| ૭ | વલસાડ સર. જમ. કન્યાશાળા | ૨૬-૧-૭૧ | ૮-૬-૬ | છોકરીઓને ઇનામ | ૪-૬-૬ ગાજી મામલતદાર સાહેબ ગોહલજી ડોસાભાઈના ફંડમાંથી ૪) મુંબઈના શેઠ ફ્રામજી નસરવાનજી પેટીટવાળા. |
| ૮ | તલંગપોર. | ૧૫-૧૨-૭૧ | ૬-૦-૦ | છોકરાને ઇનામ | ૧ ૪-૦ કલ્યાણજી લલ્લુભાઈ ૧-૦-૦ મુલાભાઈ મોહનભાઈ ૧) કુંવરજી વસનજી ૦-૪-૦ગોપાળ નાગર ૧-૦-૦નથુ શંકરજી ૦-૮-૦ જીવણગોપાળ. ૦-૮-૦ સુંદર પરસન ૦-૮-૦ નાગરે ભિખાય. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮ | બુચ્ચાપોર. | ૧૬—૧—૭૨ | ૧૮—૬—૦ | છોકરાને | ૧૮—૬—૦ પટેલ પનજીભાઈ કાનજી ચોપડીઓ |
| ૧૯ | એજન. | ૫—૧—૭૨ | ૨—૮—૦ | એજન | ૨—૮—૦ સ્કુલ કમિટીના મેમ્બર અને બીજા સદગૃહસ્થો. |
| ૨૦ | પુણી. | ૪—૩—૭૨ | ૧—૦—૦ | છોકરાને ઇનામ | ૧—૦—૦ ચર્ડ આસિસ્ટંટ કલેક્ટર મેહેરબાન જે. એન. મેન સાહેબ. |
| ૨૧ | કુંભારીઆ. | ૨૭—૧—૭૨ | ૧—૦—૦ | એજન. | ૧—૦—૦ સુરત જીલ્લાના સેકંડ આસીસ્ટંટ કલેક્ટર એલાવંટ. |
| ૨૨ | સુલદ. | ૨૬—૧—૭૨ | ૨—૦—૦ | એજન. | ૦—૮—૦ મૂળજી ભાણા ૦—૮—૦ હરખચંદ જગુચંદ ૦—૮—૦ પરભુ વિઠ્ઠલ ૦—૮—૦ સાલા મનોર પોલિસ પટેલ. |
| ૨૩ | ચોકસી તાલુકા સ્કુલ. | ૧—૩—૭૨ | ૨૫—૦—૦ | એજન. | ૨૫) શેઠ ભાઈ મોરારજી દેશાઈ. |
| ૨૪ | એજન. | ૨૭—૧—૭૨ | ૬—૦—૦ | રીડીંગ રૂમમાં | ૬—૦—૦ સુરત જીલ્લાના ચિફ આસીસ્ટંટ કલેક્ટર રામસી સાહેબ. |
| ૨૫ | મોહોટી ફળોદ. | ૧૮—૧—૭૨ | ૦—૮—૦ | છોકરાને ઇનામ | ૦—૮—૦ થર્ડ આસિસ્ટંટ કલેક્ટર સાહેબ. |

MOHANLAL R.

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સુરત.

## નોટીસ.

સને ૧૮૭૦ ના ફેબ્રુઆરીના શાળાપત્રમાં અને ૧૮૭૦ ની આખર સુધીમાં જેમના જમાની ખત તથા ગુજરાતના અડધ પગારના પૈસા બાકી હોય તેઓને અરજી મોકલી અમને ખબર આપવા સારૂ નોટીસ આપી હતી તે ઉપરથી ૨૬ જણની અરજીઓ અમારી પાસે આવી હતી તેમાંના ત્રણ સિવાય નીચેના જણાવેલા બાકીનાઓ એ પોતાના પૈસા તાકીદે મંગાવી લેવાનો બંદોબસ્ત કરવો, આ નોટીસથી તેઓ પોતાના પૈસા આ સાલ પૂરી થતાની અંદર નહીં મંગાવી લે, તો પછી તેઓ ફરીથી તે વિશે અમને અરજ કરશે તો તે સાંભળવામાં આવશે નહીં.

૧-૨-૦ વરજલાલ નારણજી. બાકરલ પ્ર. નાંદોદના મેહેતાજી
૧-૨-૦ અંબાલાલ બલુભાઈ પીપળાવ તાલુકે બોરસદના મેહેતાજી
૧-૨-૦ બલુભાઈ બાપુજી શીસોદરા તાલુકે અંકલેશ્વરના"
૧-૨-૦ કાળીદાસ દેવશંકર ચાકલીઆ તાલુકે દાહોદ. જી. પંચમહાલ
૧-૨-૦ પ્રાણનાથ જેઠાભાઈ સુણાવ તાલુકે બોરસદના"
૧-૨-૦ મગનલાલ નારાયણ ત્રાંબાન તાલુકે માતરના"
૧-૨-૦ લેહેરભાઈ જીવણદાસ બરવાળા તાલુકે ધંધુકાના"
૧-૨-૦ નાથજી બલુભાઈ કનીજ તાલુકે મેહેમદાવાદના"
૧-૨-૦ મોતીલાલ બાપુજી ગોરેજ તાલુકે માતરના"
૧-૪-૦ મથુર માહાશંકર બોરસદની સરકારી નિશાળના"
૧-૨-૦ બલુભાઈ જોગાભાઈ કાસોર તાલુકે આણંદના મેહેતાજી.
૧-૨-૦ મનસુખરામ બેહેચર બાલોતા તાલુકે અંકલેશ્વરના મેહેતાજી
૧-૨-૦ ગીરધરલાલ ગોવરધન આંત્રોલી તાલુકે કપડવણજના,
૧-૨-૦ ચુનીલાલ રણછોડ મણિકપુર તાબે લુણાવાડાના મેહેતાજી,
૧-૨-૦ માહાસુખ હરીવલ્લભ ધોળકા સેકન્ડ ગ્રં. સ્કુલના ફર્સ્ટ આસિસ્ટંટ
૧-૨-૦ બાલચંદ વહાલદાસ ઓરાણ તાલુકે પરાંતીજના મેહેતાજી
૧-૪-૦ હરજીવન ગીજીવન અમદાવાદ નં. ૮માંની ફસ્ટ ગ્રે. મે
હેતાજી.
૧-૪-૦ લક્ષ્મીરામ ઇશ્વર અમદાવાદ નં. ૬ હાની સે. ગ્રે. ૧ આસીસ્ટંટ
૧-૨-૦ ગોવીંદરામ રામચંદ્ર મંડળપુર તાલુકે આણંદ"
૧-૨-૦ નારણ પેથાભાઈ બાટેમ તાલુકે કપડવણજ"
૧-૨-૦ રણછોડલાલ અમથાલાલ પાલડી તાલુકે દસક્રોઈ"
૧-૨-૦ મનસુખરામ ખુશાલ લાલી તાલુકે મેહેમદાવાદ"
૦-૧૪-૦ કેવળરામ રાયજી નવાગામ તાલુકે માતર.

Mahipatram Rupram,
પ્રિન્સિપાલ ટ્રે. કોલેજ અમદાવાદ.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER:

OCTOBER 1872

પુસ્તક ૧૧ મું. અક્ટોબર, સન ૧૮૭૨, અંક ૧૦ મો.

મેં તાજી બહુ મીઠું મૂળ, વાણ તેમ જ ગામા—
રૂ, અંતે મનમોજની; ખરી ખેતિ ધરિ હામ.

| અનુક્રમણિકા. | પૃષ્ઠ. | Contents. | Page. |
|---|---|---|---|
|  | |



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ ગંધી મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદ છાપી પ્રસિદ્ધ કર્યું.

(મૂલ વરસે રૂ ૧. અગાઉથી)

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૧૧ મું. અકટોબર સને ૧૮૭૨. અંક ૧૦ મો.

## ટેબલમાં ભરાતાં ભૂત.

સવૈયા (ઇંદ્રવિજયછંદ.)

વે'મ કહે "હું કરૂં શું હવે? સુધરેલ સમો કપરો બહુ આવ્યો!
જોષિ, પુરાણિ, ભુવા, ઇલમી સરદાર હજાર છતાં ન હું ફાવ્યો!
તેત્રિશ કોટિ "જમ્યા જુગજૂગ, નએક સહાય સમાપર આવ્યો!"
કહે સુરસાધ, "અનાથ નથી તું, અમિજ જગે જગ મેજ ગજાવ્યો!"૧
ભૂત વિલાતિ ભણે "ભુલતો નહિ, ધૂળ કરે તુજ દેશિય દેવા?
દાદને દેશિય વાત બધી, કર રાતને દીશ વિલાતનિ સેવા!
માલ વિલાતિય, ચાલ વિલાતિય, ચાળ વિલાતિ, વિલાતિજ મેવા,
કેક વિલાતિ લિધી બહુ લોકથિ, તો ક્યમ વે'મ વિલાતિ ન લેવા? ૨
લાકડે માંકડાં, જો, વળગ્યાં તનને મન રોષિ તપસ્વિ પ્રમાણે:
જો, ઉપડયોજ સુથારઘડયો પગ, ટેબલ તત્વ ત્રિકાળનું નાણે;
જો થન થેન ઘુમેય સદૈન, પ્રસન્ન થઇ જનને પણ તાણે!—
આપનિ આપિ બધી જડતા લિધું આ જનનું મન ચેતન જાણે! ૩
"ભૂમિથિ ભક્તિ ભગાડિ મુકી, જનભાવ ઉરાડિ સમૂદર નાંખ્યો,
દેવને ડુંગર હાંકિ મુક્યા, પિરને પંથ પાધરો મક્કાજ દાખ્યો,
મંત્ર છુમંતર છૂજ કર્યા, કરિ જોશિનિ ડોશિ શરાબ્બિનર આંખ્યો,
તે કળજુગ હળાહળમાં, ત્રણ પાગનિ ટેબલ, તેં રંગ રાખ્યો! ૪
વે'મનું નામ સુણી ભડકે, જુઠિ જાણે સ્વધર્મનિ પદ્ધતિ નાખી,
ઇશ્વરના અસ્તિત્વ વિષે પણ પૂર્ણ પ્રતીત નથી ચિત લાખી,
તે સઘળે શુધ ચિત્તથિ પ્રીત લગાવિ તને વિધિપૂર્વક રાખી!
ઓ ત્રણ પાગનિ ટેબલ, તું ત્રણ ભોવનના ધણિથી પણ વાધી! ૫
ટેબલનાં બહુ ભૂત વધ્યાં, થયા ટેબલના ધણિ તો ધણિયાતા,

૧. ગયા અંકમાં દશમો આંક એમ છપાયું છે તે છાપનારની ભૂલ છે તેમજ પૂઠા ઉપર એ મહીનાના નામમાં પણ અંગરેજીમાં ભૂલ કીધીછે.

ક્રાખમાં મારિ કૃતારથ ધારિ, જુઓ, જન ધસમસતા મસ જાતા,
વાટને ઘાટ ઉભાં નરનાર સુગાવૃધ બાળ સદા ગુણ ગાતાં,
રે મધરાત મળી દુઃખ દેશ! અમાજિ અમા ગુજ ટેબલ માતા!"
"મૂઢ તું ગૂઢ ન ભેદ લહે, જડપૂજકને જડનાંજ વખાણો!
એ પરતાપ અમારો બધો, અવલોકન તો તમ લોક ન જાણો!"
"મેં અવલોકન એક કર્યું, ત્રણ લોક તણો અંગરેજજ રાણો;
પ્રેમર પીર પેગંબરનેય, પઢાવિ પઢાવિ કુરાન પુરાણો.
શો ઉતપાત! ન સાંભળ્યું લાકડે પેશિ શકે કદિ દેવ કે બલા,
માણસમાં પણ પેશિ કથાસર આપે જવાબજ કોક જવલ્લા;
ભૂત ભવિષ્ય બરાબરે ભાખિ શકેય બરાબર એકજ અલ્લા;
તો કયમ ટેબલ બોલિ શકેજ? યુરોપના આજ ભુતો પણ બહલા!"
"શું ! બદમાસ તું હાસ્ય કરે? મર! મેલિ તનેય જતાજ રહીશું!"
"જાઓ સુખે જવું હોય, તથાપિ શું દેખતિ આંખમાં ધૂળ સહીશું!
ટેબલ છોડિ ઘડે મુકિ હાથ અમે સઉ કાજ તમારૂં કરીશું,
સર્વ પ્રકાર સમર્થ અમે, ન અમે શરણું વિજળીનું બહશું."

જાણે આપણા દેશમાં વહેમની ખોટ હોયની તેમ ઉપલી કવિતામાં હસી કાઢેલો વહેમ અહીંયા આવીને થોડા વખત સુધી પરોણોપ્રિયજ થઇ રહ્યો હતો. મુંબાઇ, સુરત, અમદાવાદ વગેરે કેટલેએક ઠેકાણે તો લોકોને કેવળ ગાંડાજ કરી મુક્યા હતા. જ્યાં જોઇએ ત્યાં ટેબલની વાત. એક કહે મારે ઘેર ટેબલ બોલી, તો બીજો કહેકે મારે ઘેર એવા પરતા પૂર્યા કે ત્યાર તેની વાતજ ન થાય. વેપારીઓ ધંધા રોજગારના લાભ વિષે, વિદ્યાર્થીઓ પરીક્ષાના પરિણામ વિષે, અને સ્ત્રીઓ ગર્ભાધાનના સંભવ અથવા ફળ વિષે પ્રશ્ન પૂછી તેના ઉપર પૂર્ણ ભરોસો રાખી બેધડક વર્તવા લાગ્યા. ટેબલની નિંદા કરનારો મહા નાસ્તિક ગણાવા લાગ્યો. ફક્ત ટેબલમાતાની માનતા ન મનાઇ એટલુંજ બાકી રહ્યું હતું, અને તે પણ જો 'ઘરકા જમાઇ બેલ બરાબર' એ કહેવત ન લાગતાં કોઇ એકનેજ ઘેર ટેબલ હોત, તો થયા વિના ન રહેત. આટલો બધો જેણે પ્રતાપ બતાવ્યો તેની થોડી એક પધરામણી આ પત્રમાં કરવાનો અમને જરૂર જણાયછે.

એ વહેમ ફેલાવાનું કારણ એટલુંજ જણાયછે કે તે અમેરિકા ને

યુરોપની છાપ લઇને આવ્યો હતો, અને વીજળીના વાવરા હેઠે વિદ્યાનો વેશ ધારણ કરીને ચાલતો હતો. માણસના મનનું હમેશાં અદ્ભુત તરફ કેટલું એક વળણ છેજ, પણ તે પ્રમાણે આ જમાનાના દબાણથી કેટલા એક વરસ થયા બરાબર થઇ શકતું નહતું. આ બાબતમાં જેની તરફનું દબાણ હતું તે મટી ગયું, એટલે એ વળણ બમણા જોરથી બાહાર પડયું. એની હકીગત નીચે પ્રમાણે હતી.

પ્રથમ તો ત્રણ પાયાની ટેબલ જોઇએ. સીસમની કે ગમે તેની હોય તો ચાલે, પણ તે જેમ હલકી તેમ વધારે સારૂં. એ ટેબલની આસપાસ ત્રણ અથવા વધારે માણસે બેસવું, અને પોતાના આંગળા તે ઉપર પોહોળાં કરીને એવી રીતે મૂકવાં, કે સૌના આંગળા એક બાજાને અડે. એ પ્રમાણે કલાક, અરધો કલાક, કે વખતે બે કલાક સુધી સ્થિર ચિત્ત રાખીને બધા બેસી રહે,તો એમ કહેવાતું હતું કે તેનો એક પાયો પોતાની મેળે ઉંચો થાય. એમ થયું કે બધા જાણતા કે એમાં પ્રવેશ થયો. પછી તું કોણ છે એમ પૂછતા કે તે રોમ, ગોઆ, મુસા, ઝરથોસ્ત કે વખતે ખુદ પરમેશ્વરજ છું એમ ટેબલના પગના ટકોરા વડે જવાબ આપતો હતો. એ ટકોરા સમજવાની રીત એવી હતી કે એક ટકોરો પડે તો અંગરેજી એ, બે પડેતો બી, અને ત્રણ પડેતો સી, વગેરે. બીજી ભાષાના અક્ષરમાં તેનાથી વાત કરવી બહુજ અઘરી. તેથી મોટાં છોકરાંઓને જ્યારે ટેબલ માતાને ધૂણાવવાનું મન થતું હતું, ત્યારે તેઓ વધાવવાની માફક એમ પૂછતા હતા, કે આ વાતની હા હોય તો આટલા ટકોરા આપજો. અને ના હોયતો આટલા આપજો. એ રીતે તે નામ ઠામ આપે અને પછી સૌ પોત પોતાના સવાલ પૂછવા મંડી જાય. કોઇ પૂછે કે મારા હાથમાં શું છે, કોઇ પૂછે કે આ માળાના કેટલા મણકા છે, કોઇ પૂછે કે મારા બાપનું નામ શું, કોઇ કહે હું પરીક્ષામાં પાસ થઇ શકું કે નહિ,વગેરે, વગેરે.

આ પ્રમાણે ઘણે ઠેકાણે વેશ થતો હતો, અને એ જોઇને બધા અદ્ભુત રસમાં ગરક થઇ જાય એમાં કાંઇ ઘણું નવાઇ જેવું નથી. તેમાં વળી કેટલાના સમજ્યામાં એવું હતું, કે માણસના શરીરની વીજળી ટેબલમાં જાયછે, અને તેથી તે હાલેછે તથા આવા ચમત્કાર કરેછે. ઘણા લોક માંહે પ્રવેશ થાયછે એમ માનતા હતા, અને કેટલાએક એ બેસનાર

માણસના મનનીજ વીજળીની અસરછે એમ સમજતા હતા. મંદવાહક લાકડામાંથી વીજળી શારીતે જઇને અસર કરે એ વાતનો સંદેહ કોઇ-જ મનમાં આણતું ન હતું. એ વાતનો ખુલાસો આપ્યા અગાઉ એ મ-તાવમાં કેટલી વાત ખરી હતી અને કેટલી વાત જૂઠી હતી એ જાણ-વાની જરૂર છે. એમાં ચાર સવાલ ઉઠે છે. ૧. એમાં પોતાની મેળે ગ-તિ આવેછેકે નહિ? ૨. એ જવાબ આપી શકે છે કે નહિ? ૩. જવાબ આપેછે તો ઉભા રહેનારા માણસ જાણી શકે તેવાજ સવાલના, કે ગમેતે જાતના સવાલના? ૪. જે જવાબ આપેછે તે ખરા પડેછે કે નહિ.

રમતિયાળ છોકરા કે ટીખલી માણસો સિવાય ઘણે ઠેકાણે પોતાના મનનાં સમાધાનને સારૂ કરેલા પ્રયોગમાં જાણી જોઇને કોઇ હલાવે એ તો સંભવતુંજ નથી. માટે ઉભા રહેનારા માણસો પોતાની મેળે નથી આપતાં તે છતાં તેમાં ગતિ આવે છે એતો કબુલ કરવું જો-ઇએ. જવાબ આપેછે એમાં પણ કાંઇ સંદેહ નથી. ત્રીજા સવાલનો ખુ-લાસો અમે છાતી ઠોકીને કહી શકીએ છીએ, કે ઉભારહેનારા માણસો ન જવાબ આપી શકે એવા પ્રશ્નનો જવાબ ટેબલમાંથી નથી મળતો, અથવા મળેછે તો વગર અર્થની ઉરાગઉટાંગની બોલીમાં. ૪ થા સવાલનો જવાબ પણ એવોજ છે. જેના જવાબ ઉભા રહેનારા જાણેછે તે બરાબર પડેછે, અને જેનો તેઓને સંદેહ હોય અથવા જે તેઓ જાણી શકતા નથી તે-નો જવાબ ખોટોજ પડેછે. અલબત્ત જેમ પાંચ હાથમાંથી એક કોઇવાર ખરી પણ પડે, પણ તે ઉપરથી કાંઇ એમ ન કહેવાય, કે એ કહેનાર ખ-રૂં કહેછે. પુછનાર હોશિયાર હોય,તો અમે કહીએ છીએ, કે અજાણ્યા દશ-તો શું પણ સો સવાલમાંથી એ એક જવાબ ખરો પડવા ન દે.

ઉપર જે ખરેખરી હકીકત આપી તે ઉપરથી એટલું તો સિદ્ધ થયું, કે એમાં ભૂત કે પ્રેત કાંઇએ નથી, પણ ઉભા રહેલા માણસોના હાથ કે તેના મન એજ એ સઘળું કર્ત્તા હર્તાછે. ત્યારે શું તેઓ જાણી જોઇને હલાવે છે? ના, એમ અમારી કહેવાનો અર્થ નથી. ત્યારે શું પેલી વીજળી વડે એ ચ-મત્કાર થાયછે? વીજળીથી પણ કાંઇ એમ થઇ શકે એમ અમે માનતા નથી. અમે કહીએ છીએ કે ઉભા રહેલા માણસો, પોતાનું મન પણ ન જાણે એવી રીતે ટેબલ હલાવેછે, અને ઉત્તર પોતેજ કડાકડ આપ્યા જાયછે.

ઉપલી ખુલાસો કેટલાએકને નહિ સમજાય, પણ તેને અગાઉથીજ અમે કહીએ છઈએ કે એ સમજવું બહુ બારીક કામ છે, અને તેથી અમ આ જરા વધારે વિવેચન કરીએ છઈએ તે ઉપર બરાબર ધ્યાન આપવું. પહેલું તો એમાં, ટેબલ હલાવનારાઓ કહેછે તેમ, શ્રદ્ધાવાળા માણસનું કામછે બીજું એથી વધારે અગત્યનું એ છે કે તે માણસ સૌ ઉત્સાહી સ્વભાવના જોઈએ. ઉત્સાહી એટલે જેનું મન સહેજ વાતે ઉછાળા મારવા તૈયાર થાયછે. અને જેનાં શરીર એ મનના ઉછાળાને સદા વશ્યછે. સ્થિર બુદ્ધિના અને ગંભીર શરીરના માણસો એ વાત ખોટીછે એમ જાણીને ટેબલ ઉપર ચાર કલાક બેશી રહે, તોપણ એકેપાયો જરા એ હાલનાર નથી એમ અમે ખાત્રીથી કહીએ છઈએ. પાયોજ હાલશે નહી એટલે પછી સવાલના જવાબ દેશે કે નહિ એ વાતની તજવીજ કરવાની કાંઈ જરૂર નથી, હવે શ્રદ્ધાવાળા અને ઉત્સાહી માણસોથી ટેબલ કેમ હાલેછે તે નીચે સમજાવીએ છઈએ. પ્રથમ તો બેસતી વખતે એ ત્રણ ચાર જણને સૂચના આપી હોયછે, કે ટેબલ પર ભાર મૂકતા નહિ, પણ તમારા હાથ ફૂલ જેવા રાખજો ઉભા રહેછે ત્યારે તો બધા એજ પ્રમાણે બરાબર કરેછે. એમ દશ વીશ મિનિટ ઉભા રહ્યા કે તેઓ થાકવા માંડેછે, અને પછી આપો આપ ભાર મૂકાઈ જાયછે. એમ કરતાં જરા વચમાં સાંભરી આવ્યું કે "ઓ આતો ભાર વધારે મૂકાયો તો" ત્યારે પાછો ભાર ઓછો કરી નાંખેછે, અને એ પ્રમાણે દરેક માણસ વારા ફરતી ઘણી વાર કરેછે. બધા જાણેછે કે અમે ભાર ન મૂકવાની અને બરાબર પ્રયોગ કરવાની તજવીજમાં છઈએ, પણ એનો પરિણામ એ થાયછે, કે ટેબલના દરેક છેડા ઉપર ભાર હરઘડી વત્તો ઓછો થયા કરેછે. એમ કરતાં કોઈ તરફ ભાર બહુ વધ્યો, કે ટપ તેની સામી બાજુનો પાયો ઉચકાવાનો. હવે આ ઠેકાણે શ્રદ્ધાનું કામછે. શ્રદ્ધા રહીત જો માણસો હોય, તો તરત પોતાનો ભાર બરાબર મૂકયો જોઈએ તેટલોજ મૂકાયછે કે નહિ તેની તપાસ કરશે, એમ કરશે એટલે પેલો ઉપડેલો પગ નિરાશ થઈને પાછો પડશે, અને તેમાંનો એક ટપ બોલી ઉઠશે કે મારો હાથ ભરાઈ આવ્યો હતો તેથી ભાર વધારે મૂકાઈ ગયો હતો. પણ જ્યાં શ્રદ્ધાવાળા માણસો છે ત્યાં કોણ આવું નાસ્તિકપણું કરનારછે? બધાના દિલ ઉત્સાહથી ઉછળેછે કે "હા ટેબલ ચાલવા લાગી ખરી"

તે બધાનાં મન અને લોહી ઉત્સાહથી ઉછળી રહેછે. કોઇ માણસ તેને જરાં પ્રથમ "ઉંચે" "નીચે" "બસ" "જલદી" "વધારે જલદી" "શાબાસ," વગેરે શબ્દોથી કવાયત કરાવેછે, અને તે કવાયતની સાથે પેલા માણસોના હાથને પણ કવાયત મળેછે. તેમના હાથને કવાયત મળેછે તે એ, કે ટેબલ ઉંચો થાય ત્યારે પોતાનો ભાર ઓછો કરવાની, અને નીચે પડે ત્યારે વધારે કરવાની. તેના હાથને એવી બેમાલમ રીતે કસરત મળેછે, કે જ્યારે "ઉપર" એમ કોઇ હુકમ કરેછે, ત્યારે તેઓ બધા બેમાલમ ભાર ઓછો કરેછે, અને 'નીચે' કહેછે ત્યારે તે ટેબલને દાબેછે. આવી સ્થિતિમાં બધાના હાથ આવી ગયા પછી જે સવાલ પૂછશે તેના જવાબ ઉભા રહેનારની સમજ પ્રમાણે મળવાનાજ. જાણે એમ પૂછ્યું કે ટેબલ પર કેટલા જણ ઉભાછે અને ચાર જણછે, તો ટેબલને ચોથે ટકોરે બધા પોતાની મેળે પોતે નથી જાણતા એ રીતે પોતાના હાથને અટકાવવાના, અને એ કારણથી જવાબ મળવાનો અને વળી તે ખરો. બધા જવાબનું એ રીતેજ થાયછે.

---

## पवनोनां कारण.

બધા જાતના પવનનું મુખ્ય કારણ તો પૃથ્વી ઉપર જૂદે જૂદે ઠેકાણે સૂર્યનો તાપ વત્તો ઓછો પડેછે તે છે. જો બધે ઠેકાણે સરખો તાપ પડતો હોત, તો હવામાં ગતિ થવી અશક્યજ હતી. પણ ઉષ્ણકટિબંધમાં સૌથી વધારે તાપ પડેછે, જમીન પાણી કરતાં ગરમીને વધારે ચૂસેછે અને વધારે પરાવર્તન પમાડેછે, વગેરે કારણોથી હવામાં ગતિ એવી નિરંતર આવ્યા કરેછે કે પવન ચપળતાનો એક મુખ્ય ઉપમા થઇ પડ્યોછે.

૧. વ્યાપાર પવનના બે કારણછે. ઉષ્ણ કટિબંધમાં સૂર્યનો તાપ વધારે પડેછે તે, અને પૃથ્વીની દૈનિક ગતિ.

ઉષ્ણકટિબંધમાં અને તેને લગતા પ્રદેશોમાં સૂર્યનો તાપ વધારે પડવાથી દુનિયાના બધા ભાગ કરતાં ત્યાંની હવા બહુજ પાતળી થઇ જાયછે, અને તેથી તે ઉંચે ચડેછે ત્યારે તેની જગા પૂરવાને ઉત્તર અને દક્ષિણ તરફથી ઠંડી હવા વિશુવવૃત્ત ભણી દોડી આવેછે. બીજા શબ્દમાં કહીએ, તો સમશીતોષ્ણ અને શીત કટિબંધની ઠંડી હવા ઉષ્ણકટિબંધ ભણી ત્યાં-

નો ઉંચે ચડી ગએલી હવાની જગા રોકવાને સારૂ ધશી આવે છે તેનું નામ વ્યાપાર પવન. આ રીતે એ પવનને ઉત્તર ગોળાર્ધમાં દક્ષિણ તરફની અને દક્ષિણ ગોળાર્ધમાં ઉત્તર તરફનીજ ગતિ હોત, તો કાંઇ બીજું સમજાવવાનું બાકી રહેત નહિ. પણ આપણે ઉપર બતાવ્યું છે કે એમ નથી. પવનની એ પ્રથમ ઉત્પન્ન થએલી દિશાને મરડી નાખનાર પૃથ્વીની દૈનિક ગતિછે. જો પૃથ્વી સ્થિર હોત, તો વ્યાપાર પવનની દિશા બરાબર ઉત્તર કે દક્ષિણજ હોત.

એક એ વાત જાણવી જોઇએ કે જ્યારે કોઇ ગમેતે ગોળો ફરતો હોય, ત્યારે તેની મધ્યરેખાઆગળના ભાગમા ઘણામાં ઘણી ગતિ હોવી જોઇએ, અને જેમ જેમ ધ્રુવ તરફ જતા જઇએ તેમ તેમ તે તરફના ભાગોમાં ગતિ ઓછી થતી જવી જોઇએ, કેમકે અમુક વખતમાં વિષુવવૃત્ત આગળના ભાગને ઘણો ચકરાવો ફરવો પડેછે, અને ધ્રુવને કાંઇજ ફરવું પડતું નથી. એ સાધારણ નિયમ પ્રમાણેજ પૃથ્વીના વિષુવવૃત્તને તથા તેને વીંટાએલી હવાને ઘણામા ઘણો વેગ હોયછે, અને જેમ જેમ ત્યાંથી આઘા જતા જઇએ છઇએ તેમ તેમ એ વેગ ઓછો થતો માલમ પડેછે. હવે, જ્યારે ઉષ્ણકટિબંધ તરફ જવાને ધ્રુવ તરફની હવા નીકળેછે, ત્યારે તેનામાં તો જે પ્રદેશોમાં જવુંછે તેના કરતાં વેગ ઓછો હોયછે, અને તેથી પોતાના જડત્વ ગુણ પ્રમાણે તે પછાડી પડી જાયછે, અથવા, જે પ્રદેશમાં તે જઇ પહોંચેછે તેની સાથે તે ફરવા માંડે એટલામાં તો તે પ્રદેશ પોતાની વધારે ગતિને લીધે આગળ જતો રહેછે. એ બધાનો પરિણામ એ થાયછે કે તેને જાણે પશ્ચિમની ગતિ હોય એમ જણાયછે. બાકી, ખરૂં જોઇએ તો એ પવન પશ્ચિમ તરફ જતા નથી; પણ તેની સામા પશ્ચિમ તરફનો પ્રદેશ પોતાની મેળે આવેછે. હવે, આપણે ઉપર કહ્યુંછે કે ઉત્તર ગોળાર્ધમાં દક્ષિણ તરફનો, અને દક્ષિણ ગોળાર્ધમાં ઉત્તર તરફનો વેગ એ હવાને પોતાની તરફનો છે, અને પૃથ્વીની ગતિ એને પશ્ચિમ તરફનો વેગ આપેછે તેથી એની ખરેખરી ગતિ એ બંને દિશાની વચમાં થાયછે. એટલે વગેરે, ઉત્તર ગોળાર્ધમાં અગ્નિ ખૂણા તરફનો હોયછે, બધા અક્ષાંશ ઉપર પવનની દિશાનો વાંક સરખોજ હોયછે એમ ન જાણવું. જેમ જેમ વિષુવવૃત્તની પાસે એ પવન આવતો જાયછે, તેમ તેમ તે

પશ્ચિમ તરફ વધારે ને વધારે મરડાતો જાયછે. ધ્રુવ આગળથી નીકળે-છે. ત્યારે ઘણું કરીને તેનો વેગ સીધોજ હોયછે, અને ઉષ્ણકટિબંધમાં આવેછે ત્યારે ઘણું કરીને પૂર્વમાંથીજ આવતો હોય એમ જણાયછે. એનું કારણ ખુલ્લુંજ છે. ધ્રુવ આગળ પૃથ્વીનો વેગ બહુજ ઓછો હોય છે, અને ઉષ્ણકટિબંધમાં ઘણોજ હોયછે.

નિત્યવાહી પવનના પ્રદેશની હદ ઉપલી બાજુએ ફરતી રહે છે તેનું કારણ સૂર્યનું ઉત્તરાયણ અને દક્ષિણાયન છે. સૂર્ય જ્યારે ઉત્તર ગોળાર્ધમાં આવે છે ત્યારે એનો તાપ ઉત્તરમાં પ્રથમ કરતાં વધારે દૂર સુધી પહોંચે છે, અને દક્ષિણગોળાર્ધમાં તેટલા અક્ષાંશ સુધી તાપ ઓછો થઈ જાય છે. તેથી ઉત્તરગોળાર્ધમાં નિત્ય પવનના પ્રદેશની હદ ઉંચે વધે છે અને દક્ષિણગોળાર્ધમાં ઓછી થઈ જાય છે. તેમજ જ્યારે દક્ષિણાયનના સૂર્ય થાય છે, ત્યારે દક્ષિણગોળાર્ધમાં એની હદ વધે છે અને ઉત્તરગોળાર્ધ ઓછી થઈ જાય છે તે પણ સૂર્યના ખસવાને લીધેજ.

૨. શાંત વાયુ. વ્યાપાર પવનનું કારણ સમજ્યા પછી કદાપિ કોઈ પ્રશ્ન કરશે, કે ઘણી ગરમીને લીધે નિત્યવાહી પવન થાયછે, તો વિષુવવૃત્તની આસપાસનો પ્રદેશ જ્યાં કે ઘણોજ તાપ છે, ત્યાં તો પવન બિલકુલ શાંત કે અનિયમિતજ રહે છેતેનું કારણ શું. જો બારીકીથી એ કારણોનો વિચાર કરશે, તો એ પ્રશ્ન પૂછનાર પોતેજ પોતાના મનનું સમાધાન કરી શકશે ગરમીજ નિત્યવાહી પવનનું કારણ નથી; પણ આસપાસના પ્રદેશ કરતાં ત્યાં વધારે ગરમી વધારે પડે છે એ કારણ છે. જો દુનિયાના બધા ભાગમાં કદાપિ આફ્રિકાના રણો જેટલો તાપ બધે સરખોજ પડતો હોત, તોપણ પવનની એકે લહેર ઉત્પન્ન થાત નહિ. વત્તો ઓછો તાપ પડે છે તેથીજ પવન પેદા થાય છે. હવે વિષુવવૃત્તની બંને દિશાએ થોડા એક અંશ સુધી ઘણોજ તાપ પડે છે તથાપિ તે બધે ઠેકાણે સરખોજ છે, અને તેથી ઉત્તર દક્ષિણની હવાને ત્યાં ધસી આવવાની જરૂર રહેતી નથી, આસપાસથી આવનારી હવા પણ તેટલીજ ગરમ અને પાતળી છે તેથી તે પોતેજ થોડી થોડી ઉંચે ચડે છે, એ શાંતવાયુના પ્રદેશમાં વખતે શ્વાસ લેવાનું પણ અઘરૂં પડે છે તે એ કારણને લીધેજ.

એ પટો એ સૂર્યની સાથે ફરે છે તેનું કારણ, પણ નિત્યવાહી પવ-

નેના પ્રદેશના ફરવાનું કારણ સમજાવ્યું તેજ.

નિત્યવાહી પવનના પ્રદેશમાંથી શાંતવાયુના પ્રદેશમાં આવતાં ચોડો એક પ્રદેશ વચમાં આવેછે ત્યાં પવનનું કાંઈ ઠેકાણું નથી.

૩ સમયવાહી પવનનું કારણ જમીન અને પાણીની જુદી જુદી ઉષ્ણતાવાહનશક્તિ છે. જમીન બહુ જલદીથી ગરમીને ચૂસે છે, અને બહુ જલદીથી પાછી કહાડી પણ નાંખે છે. પાણીમાં ગરમી જલદી જતી પણ નથી, અને ગઈ તો જલદીથી પાછી નીકળી શકતી નથી. તેથી સમુદ્ર તથા તેના કિનારાપરના દેશનું ઉષ્ણતામાન બહુ જુદું જુદું થાયછે, અને ઉષ્ણતાનું માન ફર્યું કે પવન થાય એતો આપણે પ્રથમજ સમજાવી ચૂકયા છઈએ.

ઓસમનો પવન. બધા મહાસાગરો કરતાં હિંદી મહાસાગરની વિસ્તાર ઘણો ચોડો છે, અને તેની ઉત્તરે જે જમીન આવી છે તેનો પૂર્વ પશ્ચિમ ફેલાવો ઘણો છે. પહેલાં કહ્યુંછે તે ઉપરથી સહેજ માલમ પડશે કે શિયાળામાં તો આ પવનની અને વ્યાપાર પવનની દિશા એકજ છે. ઉન્હાળામાં એ દિશા બદલાઈને ઉલટી થઈ જાયછે, અને એ ફેરફાર થવાનું કારણ એ ઉન્હાળોજ છે. ઉન્હાળામાં તાપ બહુ પડેછે ત્યારે તે દહાડામાં સમુદ્ર કરતાં જમીન વધારે ગરમ થઈ જાયછે, અને તેથી ત્યાંની હવા સમુદ્ર ઉપરની હવા કરતાં વધારે પાતળી થઈ જાય છે. એ રીતે એશિયાખંડના દક્ષિણ કિનારાપરના દેશોની હવા હિંદીમહાસાગર ઉપરની હવા કરતાં પાતળા થાય છે. અને તેથી તે ઉપર ચડે છે ત્યારે તેની જગા પૂરવાને હિંદીમહાસાગર ઊપરની એટલે દક્ષિણ તરફની હવા તે દેશોમાં આવવાને નીકળેછે. પણ એનો વેગ તો જે મુલકમાં જાયછે તેના કરતાં પૂર્વમાં જવાનો વધારે છે, અને તેથી તે પશ્ચિમમાંથી આવતો હોય એમ જણાયછે. એ બે કારણો ભેગાં થવાથી એ પવનની દિશા નૈરૃત્ય ભણીની થાયછે. દક્ષિણ ગોળાર્ધમાં એથી ઉલટું થાયછે તેનાં કારણ પણ એવાંજ છે.

આફ્રિકાને પશ્ચિમ કિનારે અને બીજા દેશોના પણ કિનારા આગળ ઓસમનો પવન થાયછે. તેનું કારણ પણ ઉપર સમજાવ્યું તેવુંજ જાણવું. હિંદીમહાસાગરના ઘણા ભાગમાં ઓસમનો પવન થાયછે માટે એ હિંદીમહાસાગરનો પવન વિશેષે કરીને કહેવાયછે.

**દરિયાઈ અને જમીનની લહેર.** જેમ મોસમના પવનનો સંબંધ ઋતુભેદની સાથેછે, તેમ દરિયાઈ અને જમીનની લહેર રાત દિવસના ભેદની ઉપર આધાર રાખેછે. વર્ષના જેમ એક અરધા ભાગમાં વધારે તાપ પડેછે અને બીજા અરધા ભાગમાં ઓછો પડેછે, તેમજ એક દિવસમાં પણ હમેશાં થાયછે; અને એ કારણને લીધે તેવોજ ફેરફાર પવનમાં થાય એ સ્વાભાવિકજ છે. દહાડે જે તાપ પડેછે તે જમીન ચૂસી લઇને હવામાં ફેંકેછે, અને પાણી પોતાની પાસેજ રહેવા દેછે. એ કારણથી દહાડે જમીન ઉપરની હવા ઘણીજ ગરમ અને પાતળી થઈ જાયછે. તે પાતળી થઇ થઇને દહાડાના છેલ્લા ભાગમાં ઉપર ચઢવા માડેછે, અને તેની જગોપર દરિયા તરફની ઠંડી હવા આવેછે. એમ આખી રાત જમીન દહાડે લીધેલી ગરમી હવામાં ફેંક ફેંક કર્યા કરેછે, અને તે એટલે સુધી કે પાછલી રાતે તે પાણી કરતાં પણ ઠંડી થઇ જાયછે; અને તે ઠંડી થઇ, એટલે તે ઉપરની હવા પણ ઠંડી થઇ જાયછે. એ વખતે દરિયા ઉપરની હવા એના કરતાં કાંઇ વધારે ગરમ હોયછે, અને તેથી જમીન તરફની હવા દરિયા તરફ જાયછે. બપોર અને મધરાત પછી થોડો એક વખત એ ગતિ બંધ પડેછે અને પછીથી બીજી જાતની લહેર પ્રવેશ કરેછે.

મોટી નદીઓને કિનારે પણ સાંજ સવાર એ કારણને લીધેજ લહેર આવેછે.

૪. **સ્વચ્છંદવાહી પવન.** વ્યાપાર પવનની હદ મૂકી આપણે આગળ જેમ જેમ ચાલતા જઇએ, તેમ તેમ હવાને ગતિ આપનાર જે સૂરજનો તાપ તે બહુ નબળો પડતો જાયછે. તેમજ રાતને દહાડાની લંબાઇમાં જૂદી જૂદી ઋતુમાં ફેર વધારે પડતો જાયછે. તેમજ વળી ઉત્તર ગોળાર્ધમાં તો એ ઉપલા અંક્ષાશોમાં જમીન બહુજ આવીછે. વાતાવરણમાં ફેરફાર કરનાર જે વીજળી તેનું જોર પણ બહુ ચાલેછે. માટે આવાં આવાં અનેક કારણો એકઠાં થવાથી હવાને વખતે વખતે એવી જૂદી જૂદી તરેહની ગતિ મળેછે કે તેનો એક નિયમ કદી પણ બંધાઈ શકે નહિ. તે છતાં એ પવનો નિયમ રહીત આવેછે એમ ન સમજવું. તેનાં કારણો તો અલબત્ત છેજ, અને તે કારણોને અનુસરીનેજ હિસાબસર એ પવનો આવેછે, પણ કહેવાની મતલબ એટલી કે તે કારણો એવાં વિવિધ

પ્રકારના છે કે માણસથી તેનું હમેશાં બરાબર પ્રથક્કરણ થઈ શકતું નથી.

**૩૮થી અક્ષાંશનો પવન.** ઉષ્ણકટિબંધમાં તપીને ઉંચે ચઢી ગઈ હતી તેજ હવા આ છે. તે ધ્રુવ તરફ શા કારણથી ચાલીને ગઈ તેની સમજુતી આ પ્રમાણે છે. એ હવા પ્રથમ તો ઉંચે ચઢી, અને તેની જગા ખાલી પડી તે પૂરવાને સારૂ પૃથ્વીની સપાટી ઉપરની હવા ધ્રુવ બાજુથી ત્યાં ખેંચાઈ આવી એતો આપણે સમજાવી ગયા. હવે જે ઠેકાણાની સપાટી ઉપરથી હવા ઉષ્ણપ્રદેશમાં આવી તે ઠેકાણે જે જગા ખાલી પડી તે પૂરવાને સારૂ ત્યાંની ઉંચેની હવા નીચે ઉતરશે, અને તે આકાશમાં ઉંચે તેની જે જગા ખાલી પડશે તે પૂરવાને સારૂ ઉષ્ણકટિબંધમાં જે પેલી હવા ઉપર ચઢી ગઈ છે તે ધસીને ત્યાં આવશે. એ રીતે ખરેખરૂં જોઈએ, તો ઉષ્ણપ્રદેશના તાપને લીધે હમેશાં વાતાવરણમાં બે પ્રવાહ ચાલ્યા કરે છેઃ—એક પૃથ્વીની સપાટી ઉપર ધ્રુવથી વિષુવવૃત્ત તરફ જનારો ઠંડો પવન, અને બીજો વાતાવરણના ઉપલા ભાગમાં વિષુવવૃત્ત બાજુથી ધ્રુવ તરફ જનારો [1]ગરમ પવન. પેહેલા પ્રવાહ વિષેતો આપણે પ્રથમ વિસ્તારથી બોલી ચૂક્યા છઈએ, હવે આ બીજો પ્રવાહ જેમ જેમ ઉષ્ણપ્રદેશથી આઘો જતો જાય છે, તેમ તેમ તેની ગરમી આસપાસ વેહેંચાઈ જઈને ઓછી થતી જાય છે, અને તે પોતે ધીમે ધીમે તે કારણથી નીચે ઉતરતો જાય છે. ૨૮ કે ૩૦ અક્ષાંશ આગળ તે પૃથ્વીની સપાટી ઉપર બરાબર આવી પહોંચે છે, અને તેને વિષુવવૃત્ત તરફ જનારો સપાટી ઉપરનો પવન ત્યાં સામો મળે છે. એ બેના સામસામા વેગને લીધે એ ઠેકાણે શાંતતા માલમ પડેછે, કે તોફાની થાયછે.

પણ આ પવનનો વેગ સીધો ધ્રુવ તરફ ન રેહેતા, પૂર્વ તરફ મરં-

---

[1]ઉપલા વાતાવરણમાં નીચે કરતાં વિરૂદ્ધ દિશાનો પવન ચાલે છે એનાં ઘણા પ્રત્યક્ષ દાખલા પણ મળે છે. ટેનેરીફના શિખર ઉપર (૧૨૦૦૦ ફૂટ ઉંચાઈએ) જે પવન માલમ પડે છે તેની દિશા તળેટી આગળ જે બાપર પવન ચાલેછે તેથી ઉલટી હોયછે. તેમજ વેસ્ટ ઇંડિસના જ્વાળામુખીઓમાંથી વખતે ધૂળ ઉડીને પૂર્વમાં સેંકડો કોષ દૂર સુધીના વહાણમાં જઈ પડેછે.

डाई जाय छे तेनुं कारणतो खुल्लुंज छे. एनो पृथ्वीनी साथे फरवानो वेग वधारे छे, अने तेथी जे भागमां ते जाय छे तेना करतां ते आगळ पूर्वमां वहेलो दोडी जाय छे.

**ध्रुव तरफनो पवन.** उष्णप्रदेशनी हवा ऊंची चढी गयाथी खाली पडेली जगा पूरवाने ध्रुव तरफथी जे हवा आववा नीकळे छे तेज ए. थोडे लगीतो एनो दिशा घणुं करीने उत्तर के दक्षिण जे होयछे तेज रहे छे, अने एम रहे छे त्यां सुधी एज मथाळे-लखेला नामथी ओळखाय छे. एज हवा आगळ जतां व्यापार पवनमां भळी जाय छे, पण ते वखते व्यापार पवन कहेवाय छे, अने एनी दिशा पश्चिम तरफ घणी मरडाई गएली होय छे

**वंटोळियो.** एनुं मुख्य कारण सामसामी दिशाना पवननुं मळवुं छे. तेमज पर्वत वगेरे कांई अंतराय नड्याथी पण ए जातनो पवन थायछे.

---

## केळवणीखातानी खबरो.

जा. नंबर १३८ सने १८७२-७३.

प्रांत कच्छनी निशाळोमां ता. १ ली अगष्ट १८७१ थी ता. ३१ मी जुलाई १८७२ सुधीमां जे इनामो आपायां तेनी यादी.

श्रीभूजनगरना दरबारी कन्याशाळामां भूजना सद्गृहस्थो तथा मेहेता नथु माधवजी तथा वकील भवानीदास तथा श्रीनारायणसरना ब्रह्मचारीजीना चेला कृष्णदासे निशाळनी परिक्षा लइ कन्याओने ३२-८-०नी मीठाई वहेची ता. २३-८-७१.

श्रीभूजनगरनी आलफ्रेड हाइस्कुलमां अत्रेना महाराजाधिराज मीरजां महाराओश्रीसर प्रागमलजी जी. सी. एस. आई तथा पोलीटिकल एजन्ट महेरबान कर्नेल लासाहेबे तथा बीजा सद्गृहस्थो पधारी परीक्षा करी महाराओश्रीए नीचेनी स्कुलोमां तेनी सामे जणाव्या प्रमाणे इनाम तथा मीठाइ वहेंची ता. १९-९-७१

३१७-०-० इनाम आलफ्रेड हाइस्कुलमां.

૪૩-૦-૦ ભૂજની ગુ. નિશાળમાં ઇનામ.
૧૦૪-૦-૦ ઇનામ કન્યાશાળામાં.
૩૪-૦-૦ ભૂજની એ. વ. સ્કુલમાં.
૫-૦-૦ મીઠાઇ ભૂજની ગુ. નિશાળમાં.
૮-૦-૦ મીઠાઇ કન્યાશાળામાં.
૩૨૧૧-૦-૦

શ્રીભૂજનગરની દરબારી કન્યાશાળામાં અજેના એફીશીએટિંગ દિવાને મથુરલાલ ઓઘવરામે પોતાની દીકરીને નિશાળે ભણવા બેસાડી કન્યાઓને ૩૨-૦-૦ ની મીઠાઇ વેંહેચી. તા. ૮-૧૧-૭૧.

શ્રીમાંડવીની દરબારી એંગ્લોવર્નાક્યુલર સ્કુલમાં શ્રીજુવાનના શ્રી ભ્રાત્રિ મકનજીના ભાઇ જેરાજ મકનજીએ પધારી પરીક્ષાલઇ નીચેની સ્કુલમાં તેની સામે જણાવ્યા પ્રમાણે છોકરાઓને ચોપડીઓનું ઇનામ તથા મીઠાઇ વેંહેંચી તથા મેહેતાજીઓને ઇનામ આપ્યું તા. ૨-૧-૭૨.

૩૨૦-૪-૦ ઇનામ એ વ. સ્કુલના છોકરાને.
૨૩-૪-૦ પસફાનવિદ્યાલયમાં ઇનામ છોકરાઓને.
૬-૮-૦ તે સ્કુલના માસ્તરોને ઇનામ.
૨-૧૨-૦ તે નિશાળના મેહેતાજીઓને ઇનામ.
૫૨-૧૨-૦

શ્રીમાંડવીની દરબારી એંગ્લોવર્નાક્યુલર સ્કુલમાં બાબા જાલમસિંગજીએ પરીક્ષાલઇ નીચેની સ્કુલોમાં તેની સામે જણાવ્યા પ્રમાણે પુસ્તકોનું ઇનામ છોકરાઓને વહેંચ્યું તથા ત્યાર બાદ મીઠાઇ વેંહેચી. તા ૧૮-૨-૭૨.

૧૯-૦-૦ એ. વ. સ્કુલના છોકરાઓને ઇનામ.
૨૫-૪-૦ ખબફાન વિદ્યાલયના છોકરાને ઇનામ.
૩૪૪-૪-૦

શ્રીઅંજારની દરબારી ગુજરાતી નિશાળમાં ત્યાંના ...પાધ્યિ મેહેતા બાવાભાઇ તથા કારભારી તથા મહાજન તરફથી ૩૫-૪-૦ નું ઇનામ વેંહેચાયું તા. ૨૪-૨-૭૨.

---

અપૂર્ણ.

જા. નંબર ૨૭

| નિશાળનું નામ. | રૂપીઆ. | કોણે વેહેચ્યું. |
|---|---|---|
| પાઅખિંઆરની ગુ. ની. | ૧૦-૦-૦ | મેહેરબાન હાસ સાહેબ. આસિસ્ટંટ પોલિટિકલએજંટ રેવાકાંઠા અને સુપરીનટેનડેન્ટ આવ નેટીવસ્ટેટસાવે, |

| | | |
|---|---|---|
| ઘોલાવની ગુ. ની. | ૨-૦-૦ | દેવધડ સ્વસ્થાનના પોલિસઇન્સ્પેકટર આજમ ફતેખાં નથેખાંએ |
| શીમળીઆની ગુ. ની. | ૩-૦-૦ | સદરહુ સાહેબે. |
| રામપટેલના મુવાડાની ગુ. ની. | ૦-૮-૦ | મોજણીદાર ભવાનીશંકર વજેરામ. |
| પીપલોદની ગુ. ની. | ૧-૪-૦ | દેવધડસ્વસ્થાનના પોલિસ ઇન્સ્પેકટર આજમ ફતેખાં નથેખાં. |
| માંડવાની ગુ. ની | ૩-૦-૦ | રાજેશ્રી રણછોડભાઈ ત્રીભોવન વહીવટદાર. આણોદના. |
| | | રાજેશ્રી નોતમરામ બાળમુકંદદાસ તીલકુવાડાના ફોજદાર. |
| | | કારકુન ગિરધરલાલ ગુણવંતરાજ. |
| | | કારકુન છોટાલાલ દ્વારકાંદાસ. |
| | | કારકુન પ્રેમાનંદ જગજીવન. |
| સોહારાની ગુ. ની. | ૯-૧-૦ | ઠાકોરશ્રી, નારસીંગજી પ્રતાપસીંગજી. |
| | | ઠાકોરશ્રી. સામતસીંગજી પ્રતાપસીંગજી. |
| | | ઠાકોરશ્રી પ્રથમસગીંજી પ્રતાપસીંગજી |
| | | ઠાકોરશ્રી માધવસીંગજી જેસીંગ બાવા. |
| | | કુંવરજી સાહેબ જશવતસીંગજી નારસીંગજી. |
| | | કારભારી મોતીલાલ કાળીદાસ. |
| | | કારકુન લલ્લુભાઈ રૂપચંદ. |
| | | કારકુન લલ્લુભાઈ ભોગીલાલ. |
| | | કારકુન મોતીલાલ નંદલાલ. |
| | | શેઠ ઇશ્વરદાસ રઘનાથદાસ. |
| | | શા. કાહાનદાસ ગોપાળજી. |
| | | શા. ભગવાનદાસ ગોવિંદજી. |
| | | પારેખ. લલ્લુભાઈ નરોતમદાસ. |
| | | પારેખ. હરગોવન જગજીવનદાસ |
| | | ગોર. ભીખાભાઈ વનમાળીભાઈ. |
| | | શા. હરિવલ્લવ મેહેચરદાસ. |
| | | શા. હરિલાલ રણછોડદાસ. |
| | | પટેલ અનુભાઈ ધરમદાસ ગામટી. |
| | | જે ઉપરા તાબે સ્વસ્થાન સીહોરના. |

ગરબાડા. ૪-૦-૦ પંચમહાલના ડી. ડીપુટી કલેક્ટર રાવ સાહેબ પ્રાણલાલભાઈ મથુરાંદાસજી.

પંચમહાલના ડી. ડીપુટીકલેક્ટર સાહેબના શીરસ્તેદાર કૃષ્ણરાવ માધવરાવ.

પટેલ કાનજી નાથુ.

તા. ૨૫-૭-૭૨. મુ. ગોધરા. Lalbhai Rupram,
આ. ડીપ્યુટી. એજ્યુ ઇન્સ્પેક્ટર પાં રે મ.

જા. ના. ૬૧૨ શા. ૧૮૭૨-૭૩

પ્રાંત કાઠીઆવાડની તમામ નિશાળોમાં માહે એપ્રિલ સન ૧૮૭૧ થી માહે માર્ચ સન ૧૮૭૨ સુધી જે ઇનામ વહેંચાયું તેનું પત્રક.

| નંબર. | ગામનું નામ. | કોના તરફથી ઇનામ વહેંચ્યું. | મેહેતાજી ને ઇનામ. | છોકરાંને ઇનામ. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | ધ્રાંગધ્રા. | જાડેજા વખતસંઘજી. | ૦-૦-૦ | ૫-૦-૦ |
| | | મહારાજા શ્રી રાજ સાહેબ તરફથી. ફર્સ્ટ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મેહેરબાન જોરડીન સાહેબે તથા દરબારી મંડળ સહીત પરીક્ષા લઇને. | ૧૦-૦-૦ | ૧૦-૦-૦ |
| | | કુમાર શ્રી રઘુનાથસંગજી. | ૦-૦-૦ | ૮-૦-૦ |
| | | રાજેશ્રી વૈદ અંબાશંકર બાલાભાઇ. | ૦-૦-૦ | ૬-૦-૦ |
| | | રાજેશ્રી સંપતરામભાઇ. | ૦-૦-૦ | ૨-૦-૦ |
| | | ગઢવી મૂલુ પ્રભુદાસ. | ૦-૦-૦ | ૪-૦-૦ |
| ૨ | ચુડા. | મેહેરબાન ઠાકોર સાહેબ. | ૦-૦-૦ | ૪-૦-૦ |
| ૩ | હડાળા. | અત્રેના તથા ખજોળના આજમ થાણદાર સાહેબોએ મળી વહેંચ્યું. | ૦-૦-૦ | ૨-૦- |
| ૪ | પાળમ. | હડાળાના આજમ વહીવટદાર સાહેબ તથા રૈયતે મળી. | ૦-૦-૦ | ૧૫-૦- |
| ૫ | મોટીઆ. | કારકુન દુર્ગારામ. | ૦-૦-૦ | ૦-૮- |

૧. એડની ગામે તે નિશાળોના માસ્તરોને ફરમાવવામાં આવેછેકે તેઓના ગામની પાસે કોઈ કલેકટર સાહેબ અથવા આસિસ્ટંટ કલેકટર સાહેબની સવારી આવી હોય ત્યારે તેઓએ તે સાહેબોની આગળ હાજર થવું.

૨. જો કલેકટર સાહેબ અથવા આસિસ્ટંટ કલેકટર સાહેબ નિશાળમાં આવે, તો મહેતાજીએ રેજીસ્ટર, કાટેલાગ અને છેલ્લી પરીક્ષાનું પરિણામ તે સાહેબની તપાસને મારૂ ટેબલ ઉપર રજુ કરવું, જો બીજા કાગળો અથવા દફતરો માગે તો તેપણ હાજર કરવા જોઇએ.

સુરત. G. BUHLER.

૬ ઠી સપટેંબર ૧૮૭૨ ——— એ. ઇ. ક. ય.

પુસ્તકોની પહોંચ. ચિત્રપોથી, બનાવનાર માણેકલાલ જમનાદાસ, પૃષ્ટ ૫૪, અને કિંમત ત્રણ આના. આવી ચોપડીની ઘણી ખોટ હતી. કેળવણીમાં ચિત્રની સમજ એ એક જરૂરનો ભાગછે, અને બાળકને એના જેવું બીજું કાંઈ રમુજી લાગતું નથી. આ પોથીમાં પાને પાને જાનવર વગેરેના ચિત્રછે અને તેની નીચે થોડો તેનો હેવાલ લખેલોછે.—ભૂગોળ ભાગ ૧લો, બનાવનાર મથુરાચરામ બાળારામ, પૃષ્ટ ૧૭૭, કિંમત ત્રણ આના મી. મથુરાચરામે કવિતાના બે પુસ્તક રચ્યાછે, અને હાલ વકીલાતનો ધંધો કરતાં છતાં આવી જાતની ચોપડી કહાડી શકાય એ આશ્ચર્ય જેવુંછે. આ ભાગમાં યૂરોપ તથા એશિઆ ખંડનું વર્ણનછે, અને એનો વિશેષ ગુણ એ છે કે પ્રત્યેક સ્થળને લગતો ઇતિહાસ આપ્યોછે. કદના પ્રમાણમાં કિંમત બહુજ થોડીછે. The superior school summary, by Chistee Nizamoodin. એમાં એક ઉચ્ચારના પણ જુદા જુદા અર્થના ઘણા ઇંગરેજી શબ્દોને વાકયમાં ગોઠવ્યાછે. એ વિચાર સારોછે, અને એ વાકય એકઠાં કરતાં ઘણી મહેનત પડી હશે. વિદ્યાર્થી આવો ઉદ્યોગ કરે એ ઘણું સંતોષકારક છે.—કાઠીઆવાડ ઇલાકાની ભૂગોળ, બનાવનાર મહીપતરામ નથુભાઈ, પૃષ્ટ ૭૮, કિંમત ૬ આના. એમાં કેટલી એક નવી હકીગત પણ છે.—એશિઆ ખંડનું ભૂગોળ, બનાવનાર લલ્લુભાઈ તારાચંદ અને ગંગાશંકર હરગોવન. પોતાની તરફનું કાંઈ પણ નવું આપવાનું ન હોય તે છતાં ચોપડીઓ કહાડવાની ટેવ હાલ ઘણી વધી પડીછે તેનો આ એક દાખલો છે.—ગુજરાતીપહેલી ચોપડીના અર્થ, બનાવનાર ફકીરભાઈ કાશીદાસ, પૃષ્ટ ૬૬, કિંમત ૭ આના.—હોશ્યકાવળી બનાવનાર મહેતાજી લલ્લુભાઈ મોતીરામ, કિંમત ૧ આનો.

